ॐकार स्वरूपायनमोनमः ।

# ॥ जीवनज्योति रसामृत काव्य ॥

( द्वितिय गुच्छ )

શ્રી ગણપતિ મંદિર,

લુણાવાડા.

કિંમત રૂા. ૧-૮-૦

॥ ૐ શ્રીગણેશ્વરાય નમઃ ॥

શ્રીમાન્ શેઠ-ભ્રાતા ભગિનીના પુણ્ય સ્મરણાર્થે-

શ્રી ગાયત્રી પુરશ્ચરણાલય (વ) સ્વાનંદોદ્ભવ બુદ્ધિસ્થાન વેદ વિદ્યાલય-શ્રી લક્ષ્મીવિનાયક શ્રી ગણપતિ મંદિર-લુણાવાડા.




# ॥ जीवन ज्योति रसामृत काव्य ॥

## ( द्वितीय गुच्छ. )

હરિજન ભક્તરાજ બંધુના ઉદ્ધારાર્થે લખી પ્રસિદ્ધ કરનાર:

॥ श्रीमत् परमहंस परिव्राजकाचार्य श्री सद्गुरु ॥

॥ श्री स्वामि विनायक योगी महाराज-(લુણાવાડા.)

क्षेत्रनिवास-भरूच.

હાલ મુ. ચાતુર્માસ નિમિત્ત—ખંભાત.

( ઔદીચ ટોળકીયા બ્રાહ્મણની વાડી. )

પ્રસિદ્ધ કર્ત્તા— શ્રી સદ્ગુરૂ આજ્ઞાધારક,

રસિકપ્રસાદ ભુલેશ્વર મહેતા.

લુણાવાડા, શ્રીગણપતિ મંદિર.

કીંમત રૂ. ૧-૦-૦ પોષ્ટેજ જુદું.



श्रीमत् प. प. श्रीसद्गुरु स्वामि श्रीविनायक योगी महाराज.

ॐ

# ॥ उपक्रम ॥

॥ ॐ नमस्तस्मै गणेशाय ब्रह्मविद्या प्रदायिने ॥

॥ यस्यागस्त्याय ते नाम विघ्नसागर शोषणे ॥२॥

ॐकार स्वरૂપ એવા બ્રહ્મવિદ્યાના દાતા શ્રી ગણેશજીને નમસ્કાર છે કે જેનું અગસ્તિ એવું નામ દરેક ભક્તરાજના વિઘ્નરૂપી સાગરનું શોષણકર્ત્તા છે.

॥ त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ॥

॥ तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोहं सदाशिवः ॥

ત્રીપુટીઓના સંમેલન રૂપ ત્રણે ધામો—ગુણ—દેહ—અવસ્થા—કાળ આદિના યોગમાં જે ભોગ્ય ભોક્તા અને ભોગરૂપ જીવાત્માઓ વસી રહેલા છે, તેનાથી વિલક્ષણ પ્રકારનો તે ત્રીપુટીઓનો સાક્ષી—ચિન્માત્ર (ચૈતન્ય) અહં નામના સંધિરૂપ વિકલ્પના સંયોગેજ તે સદાશિવ છે.

॥ माया बिंबो वशीकृत्य तां स्यात् सर्वज्ञ इश्वरः ॥

તેજ સદાશિવ—ઇશ્વર—પુરૂષ—અદ્વિતીય આત્મા માયા પ્રકૃતિ બુદ્ધિમાં બિંબ રૂપે વશયુક્ત થવાથી તે ઇશ્વર સર્વજ્ઞ રૂપ છે.

॥ अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ॥

॥ विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥

જે જીવાત્મા—અહંકાર—શરીરબળ—શરીરનો ગર્વ—વિષયાસક્ત તથા ક્રોધ એવા રજોગુણી તમોગુણી વાસનાના મૂળ રૂપ વ્યવહારનો ત્યાગ કરી અને તેનાથી મમતા રહિત થઇ શાન્ત સ્વરૂપે વિચરે છે તે બ્રહ્મભૂય એટલે બ્રહ્મ સ્વરૂપતાને પામે છે.

॥ ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥

॥ समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥

એવા બ્રહ્મભૂય જીવન્મુક્ત સંત મુક્ત પુરૂષો પ્રસન્ન બુદ્ધિના પ્રેમ વડે કોઇ પણ વસ્તુનો શોક મોહ કરતા નથી, અને કોઇપણ વસ્તુની ઇચ્છા પણ કરતા નથી. પરંતુ સર્વ ભૂતો પ્રત્યે સમાન બુદ્ધિ રાખી પરાભક્તિ એટલે દંભ પાખંડ રહિત દેહમતિ વિનાની પૂર્ણભક્તિના આનંદને પ્રાપ્ત કરી શકે છે.

॥ एक एवहि भूतात्मा भूते भूते व्यवस्थितः ॥

॥ एकधा बहुधा चैव दृश्यते जळ चन्द्रवत् ॥

એક ( ૐકારનાથ ) એજ તમામ ભૂતોનો આત્મા-ભૂતભૂતના રોમરોમાંચમાં વ્યવસ્થિતજ છે. જેમ હજાર ઘડામાં પાણી ભરી પછી આકાશમાં ચંદ્રને જોઈએ તો દરેક ઘડાઓમાં તે જણાય છે-તે બિંબ-મૂળ એક બિંબિનું જ છે.

यथा नद्यः स्यंदमाना समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय—

तथाविद्वान्नाम रूपाद्विमुक्तः परात्पर पुरुष मुपैति दिव्यम् ॥

જેમ નદીઓ પોતાના નામરૂપના ત્યાગપૂર્વક સમુદ્રમાં લય જાય છે-તેમજ વિદ્વાન પુરૂષો પોતાના નામરૂપવાળા દેહથી મુક્ત રહી-પરાથી પર એવા પરમ પુરૂષ ૐકારનાથ પ્રભુમાં દિવ્ય રૂપે પ્રાપ્ત થઈ શકે છે.

॥ यदा पंचावतीष्ठन्ते ज्ञानानि मनसा सह ॥

॥ बुद्धिस्तुन विचेष्टते तामाहुः परमांगतिम् ॥

પાંચ પાંચ નામરૂપની એકંદર પંચ પુટીયો-જ્ઞાન અને મન સહવર્ત્તમાન છુટી જાય. અને અંતે બુદ્ધિ પણ ચેષ્ટા કરતી બંધ થાય-ત્યારેજ તેને પરમગતિ કહેવાય છે.

ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् ॥

यः प्रयाति त्यजन् देहं सयाति परमांगतिम् ॥

ૐકારજ પરમેશ્વર છે-એમ તમામ ઉપનિષદો વેદોમાં છે-તેથી વેદમાં તેને આદિ બ્રહ્મ કહે છે-જો કે તે આદિ અનાદિથી રહિત છે. પણ તેજ પરમાત્મા અધિષ્ઠાન હોવાથી તેનું ધ્યાન સ્મરણ મારા કહ્યા પ્રમાણે કર. આ પ્રમાણે કરનારો પોતાના દેહના ત્યાગ સમયે પરમાત્માના પરમપદને પામે છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ॥

पूर्णस्य पूर्णमादाय पूर्णमेवाय शिष्यते ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ सहनाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ॥

तेजस्विना व धीतमस्तु । मा विद्विषावहै ।

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ ॐ ॐ

# ज्ञानमयं तपः ॥

॥ ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ॥

પાપકર્મનો ક્ષય થવાથીજ પુરૂષને જ્ઞાન પ્રાપ્ત થાય છે.

ॐ मिति ब्रह्म । ॐ इतिदं सर्वम् । ॐ मित्ये तदनुकृति र्ह स्म वा अप्योश्रावयेत्या श्रावयन्ति । ॐ मिति सामानि गायन्ति ॐ शोमिति शस्त्राणि शंसति ॥ ॐ मित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति ॐ मिति ब्रह्मा प्रसौति । ॐ मित्याग्निहोत्र मनुजानाति । ॐ मिति ब्राह्मणः । प्रवक्ष्यन्नाह ब्रह्मोप्राप्नवानीति । ब्रह्मै वो प्राप्नोति ॥

ॐકારનાથ એજ શબ્દ બ્રહ્મ અને શબ્દાતીત બ્રહ્મ છે. ॐકારનાથ તેજ પરબ્રહ્મ અને અપરબ્રહ્મ છે. તેજ ઉપાસનાં કરવા યોગ્ય છે. ॐકારનાથ તેજ બ્રહ્મ છે-તેજ આ સર્વ છે. ॐ એ પ્રકારે અધ્વર્યુઓ સંભળાવે છે-ॐ એમ ઉદ્દગાતા સામવેદ ગાય છે. ॐ શોમ્ એમ શસ્ત્રોને ભણે છે. ॐ એવા પ્રકારે અધ્વર્યુ આશ્રય આપનાર-પ્રતિગરને ભણે છે-ॐ એવા પરમાત્મા પ્રતિ બ્રહ્મા આજ્ઞા આપે છે-બ્રહ્મયજ્ઞમાં બ્રાહ્મણ પ્રવચનમાં ॐકારનાથને કહે છે-બ્રહ્મ ॐકારને પામું એમ ભણતો ઇચ્છતો તે બ્રહ્મ પ્રાપ્તિ રૂપ છે.

तत् चिन्तनं तत् कथनं अन्योन्यं तत्प्रबोधनम् ॥
अकारो वासुदेवस्यात् उकारस्तु महेश्वरः ॥
मकार सूर्य इत्युक्तः शक्तिनीदा [illegible] ॥
बिन्दु रूपो गणेश स्यात् ॐकारः पंच दैवताः ॥

ॐકારમાં अ કાર તે વિષ્ણુરૂપ છે. उ કાર તે સદાશિવ રૂપ છે-म કાર તે સૂર્ય અથવા બ્રહ્મા રૂપ છે. નાદ તે બ્રહ્મશક્તિ-બુદ્ધિ-અવ્યક્ત-જગદંબા છે અને સર્વનું મૂળ બિંદુ તે ગણેશ રૂપ છે. આ ચાર ગણનો ઇશ તે ગણેશ છે-અથવા અનેક કોટી યાવત્ રૂપ ગણ-એટલે સમૂહ તેનો પતિ-તેજ ઇશ્વર ગણેશ્વર જ છે.

ॐ શ્રી પરમાત્મને નમોનમઃ ॥

# પ્રસ્તાવના.

શાસ્ત્રોની મર્યાદાપૂર્વક અને અનુભવ જન્ય વિચાર જ્ઞાનથી જોતાં "માનવ" અવતાર શ્રેષ્ટમાં શ્રેષ્ટ ગણાય છે તે બરાબરજ છે. આ માનવ શરીરના સંબંધે ભવસાગર તરવાનો સંબંધ ધરાવાય છે.

વારંવાર જન્મવું અને વારંવાર મરવું એવી દષ્ટિ સિદ્ધ અવતારોમાં આ જન્મવું અને મરવું તેની સાથે સંસારની અનેક વાસનાનાં પ્રતિબંધનમાં અનેક તરેહનાં સુખદુઃખ ભરેલાં–માનાપમાન ભરેલાં–હર્ષ શોક ભરેલાં, અહં મમત ભરેલાં, રાગદ્વેષ ભરેલાં કષ્ટો ત્રાસો ભયભીત ભ્રમણો વેઠવાં તેના કરતાં તેનો અંત સમજવો ખાસ જરૂરનોજ હોવો જોઇએ.

ગર્ભગીતા અને ગર્ભોપનિષદ્‌ના વચનોથી માનવ જીવાત્માને જાણવા મળે છે કે માતાના ગર્ભમાં આઠમા માસ સમયે જીવ–પ્રાણ પ્રાપ્ત થતાં તે સાથે પ્રભુ દર્શનનો યોગ સમજાય છે. તે વખતની સ્તુતિ દરેક જીવાત્માને માનવ ભૂમિકામાં નિત્ય સ્મર્ણ રૂપ સેવાવી જોઇએ. કેમકે તે વખતે પોતાને શરીર ધારણ કરતાં શું કષ્ટ સેવવું પડે છે, તે કષ્ટ દર્શન હમેંશા વિચારવા સરખું જ છે અને તે વખતે પ્રભુને કરેલી વિનંતીમાં આવતા માનવ અવતારમાં આપ પરમાત્મા પરમેશ્વરનું સ્મર્ણ કરીશ. એવા આપેલા વચનનો અત્યારે કેટલો ભંગ કરાય છે, તે પોતાને નિત્ય વિચારવા સરખું છે.

જો કે અત્રે અવતાર લીધા પછી તે સ્તુતિના દિવસો વિસરી જવાયા છે, અને અત્રના વાતાવરણમાં માતા–પિતા–બંધુ–સહોદર–સ્ત્રી પુરૂષ–શત્રુમિત્ર આદિ અનેક ચારિત્રોના રમણમાં સ્તુતિના નિશ્ચયો ખરેખરજ વિસરાયા છે. અવતારના કાળના દિવસોમાં જુદા જુદા વિષયોમાં પ્રવેશ થાય છે, અને જુદા જુદા પ્રબંધોમાં પોતાની સ્થિતિનો અનુભવ થાય છે છતાં કોટી બંધ રમત ન આવડતી હોવાથી, પોતાની ક્યાં ભુલ થાય છે તે પોતાને સમજાતી નથી તેથી વારંવાર વિસ્મૃતિ આવે તો બનવા જોગજ માનીએ.

અનંત કોટિ બ્રહ્માંડના પ્રદેશ પૈકી ભારતભૂમિ સૌથી શ્રેષ્ટ છે. આ પ્રમાણ ભારતના આગ્રહી સ્વદેશના મહિમાને ખાતર કહેવાનું નથી પણ આ સમષ્ટિ અને વ્યક્તિ જગતની ઊત્પત્તિ एकोहं बहुस्याम्–આ શ્રુતિ પ્રમાણથી જે એક એટલે ઇશ્વર છે અને તેની પરે "સાંખ્યાતીત" સ્વરૂપે

પરમેશ્વર ૐકારનાથ પરમાત્મા છે. તેજ પોતે ત્રીવચન રૂપ "બહુ" રૂપે હોય છે. આ સિદ્ધાન્તમાં ત્રીપુટીના સંબંધે ત્રીગુણનો યોગ જોવાય છે. આ સર્વ ત્રીપુટીના મેળમાંજ આકાશાદિ તમામ ભૂતો પણ ત્રીગુણના સંબંધમાંજ હોય છે. પૃથ્વી તત્ત્વમાં પણ ત્રીગુણ ભાવ પ્રકૃતિ જન્ય હોવાથી પૃથ્વીનો કેટલોએક ભાગ સત્વગુણી હોય અને તેજ આ ભારતભૂમિ છે. એટલે બીજા તમામ ખંડો અને મુલુકોના મુકાબલે ભારતભૂમિ સર્વથી શ્રેષ્ટ છે કે જેમાં અનંતભાર વનસ્પતિ, ત્રીકાલ ઋતુની સમતા અને યાવત્ પ્રજા કેવળ ફલાહારી યાને અન્નાહારીજ છે. પછી ઘણા લાંબા કાળે અન્ય અન્ય રાજસી તામસી ભૂમિના જનોના સંસર્ગ દોષથી આ નિર્દોષ ભૂમિ દોષીત રૂપે દર્શાવા લાગી છે. આવા દેશમાં વર્ણાશ્રમ ધર્મની મર્યાદાનો સંપૂર્ણ વ્યવહાર એ ઉચ્ચ ભૂમિના સિદ્ધાન્તોનો આદર્શજ છે. કાળે કરીને સંસર્ગ દોષથી તેમાં ફારફેર અને આસુરી બુદ્ધિ થતાં માનવ ભૂમિકાની ઉચ્ચતરતા ભ્રષ્ટ થતી હોય અને તેને સુધારા માન્યા હોય તો પણ બનવા યોગ્ય છે. તેમ સાચી સમજને ધારણ કરવાનો માનવ અવતાર મનાય તો વેદો શાસ્ત્રો સ્મૃતિઓ પુરાણો ઉપનિષદો વિગેરેના નિયમાનુસાર વર્ત્તન કરે તો તેને ધન્યવાદ જ છે.

એવા અનેક પ્રકારે પણ આ માનવભૂમિ સર્વોત્તમ જ છે. માનવ-ભૂમિમાં પણ ઉચ્ચ સંસ્કારો યુક્ત, ઉચ્ચ સ્થાન, ઉચ્ચ બુદ્ધિ, વિચારો અને ઉચ્ચ યોગ, ભક્તિજ્ઞાન પ્રાપ્ત થાય એજ માનવની કર્ત્તવ્યતાની ઇતિ સમજવી. માનવ શિવાયના અનેક પશુ પક્ષીના અવતારમાં આહાર નિદ્રા ભય મૈથુનંચ આહાર, નિદ્રા, ભય અને મૈથુન (દેહ સંયોગ) આ વ્યવહાર તો ચાલુજ હતો એટલે આ ઉપરના ચારે વ્યવહારોમાં અત્યાર સુધી ભોગવેલા ભોગોની તૃપ્તિ આ મનુષ્યાવતારમાં હોવીજ જોઇએ. જો આ ચાર બાબતમાં મનુષ્યાવતાર વખતે સંતોષ ન આવે તો તે પાશવ વૃત્તિનોજ માણસ છે એમ જાણવામાં ખોટું નથી. રજોગુણ તમોગુણના અવિચારી વ્યવહારનું પરિણામ માત્ર અસંતોષ જ છે તેથી અજ્ઞાન આવરણ રૂપ વિષયાધીન વૃત્તિ બલવાન બને છે. જેથી મર્યાદાહીન શાસ્ત્ર આજ્ઞાના હીતકર પ્રભાવનો ત્યાગ થતાં માણસ અધમ વિષયાધીનત્વ ભોગવે છે. માનવ ભૂમિમાં સત્કર્મના પ્રભાવરૂપે માણસનો નરાવતાર કે નારી અવતાર પૈકી પણ નરાવતાર ઉત્તમ મનાય અને તેમાં પણ ઉત્તમોત્તમ બ્રાહ્મણ શરીર સર્વથી શ્રેષ્ટ છે. એટલે ભંગી, ઢેડ યોનાના જન્મ કર્મ પ્રભાવ માનીએ તો સૌથી ઉચાં કર્મોના યોગેજ શૂદ્ર અને તેથી ઉચ્ચ કર્મના

યોગે વૈશ્ય અને તેથી શ્રેષ્ટત્વ કર્મ સંયોગમાં ક્ષત્રિય અને સર્વમાન્ય શ્રેષ્ટતાના યોગેજ માત્ર બ્રાહ્મણોનો દેહ પ્રાપ્ત થાય છે. આવી શ્રેષ્ટતાના પ્રસંગે માણસ પોતાની ઉત્તમ બુદ્ધિની વૃત્તિઓ પાશવ વ્યવહાર રૂપે અધોગતિ ભોગવે તો તે બ્રાહ્મણ જેવા ઊંચા સંસ્કારમાં પણ અધમાધમ છે એમ જાણો.

ગત જન્મના કર્મોના પ્રભાવરૂપે આ વર્ત્તમાન શરીર પ્રાપ્ત થતાં સમજવું ઘટીત છે કે—આ શરીર તે કેવળ પૂર્વ જન્માર્જીત કર્મ ફલનું તારતમ્ય જ છે એટલે આ શરીરજ પ્રારબ્ધવશાત્ છે એમ માનો, અને તે કર્મ પ્રભાવે પ્રારબ્ધ પ્રેરીત યાવત્ ભોગો મર્ણ કાળને માટે મુકરર થયેલાજ સમજવા જોઇએ. એ વાત નિઃશંશય જ છે. ગમે તે વર્ણ જાતીમાં અવતારરૂપે ગણાયેલા, માનવ અવતારની શ્રેષ્ટત્તામાં પરમેશ્વરનું જ્ઞાન જાણવાનો સંપૂર્ણ અધિકાર જેમ પુરૂષ વર્ગને છે તેમ સ્ત્રી વર્ગને પણ સમાન હક છે. સ્ત્રીઓએ પણ સાચી રીતે પાશવ વૃત્તિના વ્યવહાર કરવા એ પોતાની અધમતા જ છે. શાસ્ત્રનો કાયદો સર્વને માટે એક સરખોજ સમજવાનો છે. એટલે ભલે શરીર વ્યવહાર કરવાનો પણ પશુની પેઠે ગમે તેમ વર્ત્તન કરવાને માટે નથી. પોતાના વર્ણાશ્રમ ધર્મની મર્યાદાએજ ગુરૂઆજ્ઞા ધારણ કરી. અતિ પવિત્રતા સેવતાંજ વ્યવહાર કરવાનો સમજવો જોઇએ.

આટલા જ માટે મનુષ્યાવતારમાં વર્ણાશ્રમ ધર્મના યાવત્ બંધુઓએ પોતાના વ્યવહારમાં રજો તમો ગુણના વ્યવહારનો સર્વથા ત્યાગજ કરવો એજ શાસ્ત્ર આજ્ઞા છે. વ્યવહાર શુદ્ધ કરવાને માટે દરેક માણસોએ પવિત્રતા સંભાળવા રૂપે માત્ર સત્વગુણ ના તમામ વ્યવહારોની મર્યાદાએ પોતાનો વ્યવહાર સંભાળવો. ત્રણે ગુણના કયા કયા ધર્મો કેવા કેવા પ્રકારે સમજવા તે સમજણ શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૪ મા અધ્યાયમાં સ્પષ્ટ વર્ણવેલી છે. તે જોવાને સર્વ નરનારીને આજ્ઞા કરવામાં આવે છે.

સત્ય બોલવું, ન્યાય પાલન કરવો, દયા, ક્ષમા, આર્જીવ, સદાચરણ, બ્રહ્મચર્ય સેવન, પરોપકાર, ઉદારતા, સંતોષ, ધીરજ, સર્વમાં આત્મતા સમાન દષ્ટિથી જોવું, પવિત્રતા સેવવી, સંત સેવા, ગુરૂશરણ, શાસ્ત્ર અધ્યયન, મુમુક્ષુત્વ, શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાનપ્રકાશ એ વિગેરે યોગ્ય ગુણોના પ્રકારનાં દર્શન એ સત્વગુણોનો મહિમા છે. નિર્મળતા, નિર્વિકાર, રાગદ્વેષ રહીતતા, સુખ પ્રાપ્તિ અને બુદ્ધિની અત્યંત શુદ્ધિનાં તમામ લક્ષણો તે સત્વ ગુણોનો જ ધર્મ છે એમ જાણો. આ સત્વગુણના અસાધારણ

લક્ષણોમાં પ્રવેશ પામતાંજ તેને સંત સમાગમમાં શ્રદ્ધા થાય છે. સેવા કરવાની અને તેમની પાસેથી જ્ઞાન–ભક્તિ–યોગ જાણવાની શુભેચ્છા આપોઆપ પ્રકટ થાય છે. ગુરૂ શરણુ, ગુરૂ આજ્ઞાની પવિત્ર બુદ્ધિ ઊત્પન્ન થાય છે, અને તેથી અત્યંત ઊચ્ચ કર્મો ઊત્પન્ન થાય છે એટલુંજ નહિં પણ સત્વગુણની મર્યાદાએ રચેલાં કર્મ શુદ્ધ અને નિર્મળ હોવાથી દેહાભિમાન રહીત હોવાથી પરમેશ્વરને અર્પણ થઇ શકે છે, તેનેજ શાસ્ત્રમાં બ્રહ્માર્પણ કહેવાય છે. અને તે સત્વગુણ સેવાવાથીજ થઇ શકે છે. એટલે સત્વગુણનો વ્યવહાર સર્વ મનુષ્યોને હીતકરજ છે.

રજોગુણના વ્યવહારીક ધર્મો–વર્ણાશ્રમ ધર્મનો વિનાશકર્ત્તા છે, કર્મ ભ્રષ્ટતા ઊત્પન્ન કરતા છે, દેહાભિમાન વધારનાર છે, મમતાનું સંરક્ષણ કરનાર છે, કામ–ક્રોધ વૃત્તિને વધારનાર, લોભ, લાલસા, તૃષ્ણા કૃપિણુતા સેવનાર, રાગદ્વેષ, સુખદુઃખ, માનાપમાન, હર્ષશોક, અહંમમત આદિ દ્વંદ્વોનું રક્ષણ કરનાર, અને અંતે જન્મ મર્ણ કાયમ રાખનાર છે, મોહ શોકને આધિન રાખનાર, લોકપણાનો માર્ગ સમજાવનાર, ધનેષણા પુત્રેષણાની ગમતા ધરાવનાર, રજોગુણનો વ્યવહાર અધમતાને જ પ્રાપ્ત કરે છે–વિગેરે રજોગુણ–તે અનેક પ્રકારે સુખ સમજાવનાર નથી પણ દુઃખનો મામલો ઊત્પન્ન કરનાર જ છે, જો કે વિષયીજન લોક વ્યવહારમાં માન્યરૂપ ગણાય છતાં પોતાના મોક્ષ કાર્યમાં આ રજોગુણ બીલકુલ નિરૂપયોગી છે. શાસ્ત્ર અધ્યયન ડુબાવે છે, મોહ–માનના વૃદ્ધિ કરનાર છે, તેથી પુનઃજન્મ પ્રાપ્ત કરનાર વાસનાની વૃદ્ધિરૂપ જાણવો જોઇએ.

હવે તમોગુણના વ્યવહારને તપાસીએ. તમોગુણમાં રજોગુણના બધા વ્યવહારો બ્હેકી ગયેલા જ હોય છે, જેમ નાનો ઊંદર વધારે ખાઇ અગર મસ્તિમાં આવતાં તે "કોળ" રૂપ થાય છે તેમ રજોગુણ અધમ ગતિએ પ્રવર્ત્ત થતાં તે તમોગુણ રૂપ બની રહી છે, એટલે રજોગુણ તમોગુણની ઐકયતાજ સમજાય છે. અત્યંત દેહાભિમાન, અત્યંત ક્રોદ્ધ વૃદ્ધિ વિષય-વાસનાની અસંતુષ્ટતા, પર સ્ત્રી ગમન મતિ, પરદ્રવ્યાપહરણ, મતિ, અપેયપાનથી શરીરની નિર્બળતા ટાળવાની દુર્બુદ્ધિ, અભક્ષ્યાભક્ષણ વૃત્તિના મહા વિલાસથી શરીરમાં બળ મેળવી વિષયોનો વેપાર વધારવાની આકાંક્ષા, દંભ, પાખંડ, છળકપટ, શત્રુતા, વૈર વૃત્તિ, ક્ષણ ક્ષણમાં ત્રાસિત વિચારો, દેહાભિમાનનુંજ વર્ત્તન ઇત્યાદીક પામરતાનોજ આશ્રય સેવવાનોજ હોય છે, અને તે કદાપી પણ સનાતન વૈદિક ધર્મ પ્રમાણે દેવ કર્મ, પિતૃકર્મ, બ્રહ્મકર્મ, સંત સમાગમનું સેવન, બ્રહ્મવિદ્યાનું અધ્યયન આદી સત્કર્મો

કરવાની ઇચ્છા પણ ધરાવતો નથી. રજોગુણના સંબંધે ગુરૂસેવા, અમર્યાદીત અજ્ઞાનતા સેવાય. પણ તેઓ ગુરૂકૃપાએ શાસ્ત્ર માન્યતાથી "આચાર્યોપાસના" કરવા કદાપી કદાપી ભાગ્યશાળી બને છે. એટલે માત્ર રજોગુણની પ્રધાનતામાં પોતાનાં અજ્ઞાનમાં છતાં કદાપી કદાપી સત્સંગ સેવે તો તેના પુણ્યબળથી કદાપી એ ગુરૂ આશ્રય ધારણ કરવા યોગ્ય થાય છે. રજોગુણના સ્વભાવથી પોતાના દેહાભિમાનના યોગે બુદ્ધિમાં ભ્રમણા રહે છે. તેથી એમ મનાય છે કે–આપણે તો ગુરૂ માનીએ જ છીએ. માતા પિતા વિગેરે પણ ગુરૂ જ છે, વળી આત્મા પણ ગુરૂજ છે, ત્યારે ગુરૂને શરણ જવાની જરૂર નથી. એવી માન્યતા સેવી રહ્યા હોય છે. પણ કંઇક રીતે સત્સંગ પ્રાપ્ત થતાં અને સત્વગુણી કર્મો કરવામાંથી અને સ્નાન–સંધ્યા સનાતન વૈદિક રીતે ૐકાર સ્વરૂપ પરમાત્માના અભેદ પંચાયતન સ્વરૂપ શ્રીમહાપતિ, સદાશિવ, વિષ્ણુનારાયણ, સૂર્ય અને જગદંબા બ્રહ્મશક્તિની પૂજા વિગેરે ધર્મ કર્મ ઉદારતા ભરેલા કર્મો કરવાથી બુદ્ધિ આપોઆપ શુદ્ધિને પ્રાપ્ત થતાં બુદ્ધિમાંનો નિર્બલતા હડતાં વેદવચન ઉપર શ્રદ્ધા બેસે છે, અને શ્રદ્ધાથી તુરત વેદવચન પ્રમાણે દેહાભિમાન છોડીને ગુરૂને શરણે જાય છે. સત્વગુણનાં કર્મોને મદદ કરનાર દૈવી કર્મો એટલે સ્નાન–સંધ્યા, પૂજા, યજ્ઞયાગાદી, બ્રાહ્મણ ભોજનાદી કર્મો પરમેશ્વરની કૃપા બુદ્ધિ મેળવવામાં મદદગાર જ છે.

સત્વગુણ રૂપી દુધમાં જો રજોગુણ તમો ગુણરૂપ મુત્રનો છાંટો પડી જાય તો આ દુધ બગડી જાય છે. એટલે યોગ્ય રીતે દહિં પણ થતું નથી. તો પછી શ્રેષ્ઠ ફલ કેવી રીતે આવશે!! એટલે ગંભીર સજજન, સત્સંગી. હરિજનોએ રજો ગુણ તમો ગુણનો વ્યવહાર કદાપી આચરવોજ નહિં પણ અત્યારનું વાતાવરણ વીપરીત બનેલું જોવાયાથી ઘણા માણસો આ વહનમાં તણાઈ પોતાના ઉચ્ચા સંસ્કારોને હાની પહોંચાડે છે. તેથી તે તરફ ધ્યાન આપવાની ખાસ જરૂર છે.

तत् विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत्. । समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ ઇત્યાદી અનેક શ્રુતિઓ ગુરૂની આવશ્યકતા જુએ છે. મનુષ્ય જન્મ–રજોગુણી તમોગુણી વિષયોભરી વાસનાને પોષવા રૂપે આવ્યો નથી. પણ સાચી રીતે તપાસીએ તો સમજાશે કે સૃષ્ટિના આરંભથીજ આપણે જીવભાવના રૂપે દેહાભિમાની જીવ થઇને અનેક યોની યોનીમાં મહાકષ્ટ ભોગવતા ચાલ્યા છીએ. જો આપણો મોક્ષ થયો હોત તો આ શરીર ધારી જન્મ પણ નહોત. આપણે ગુરૂકૃપા પ્રાપ્ત કરી હોત તો બ્રહ્મવિદ્યા જ્ઞાનનો

પ્રકાશ ક્યારનોએ થયો હોત. તો આ શરીર ધારી જન્મ પણુ નહોત. આપણી પાસેનું ધન આપણી ભણેલી વિદ્યા જો એ આપણે માટે ઉપયોગી હોત તો મોક્ષ–મુક્તિના સરળ માર્ગે કેમ ન લઇ જાય ! ! ! સ્ત્રી પુત્રાદિક આ જન્મની પેઠે અનેક જન્મોમાં મળ્યાં હતાં અને મળશે, એટલે તે પોતાના મુક્તિયોગમાં કામ આવનાર નથી. આ સમયે આવી મળેલી સ્ત્રી આપણા કરતાં વહેલી ગત થઈ જાય તો અન્ય ગમે ત્યાં અવતાર લે કેમ જાણીએ કે તે આપણુનેજ મળે ? કેમકે આપણે તો હજુ અત્રે સંસ્કાર જોગે રોકાયા છીએ. અને તે મરનાર શરીર ધારી જીવાત્માનો તો પોતાના કર્મ સંસ્કારે ગમે ત્યાં જન્મ થયો હોય. ચાહે સત્કર્મો હોય તો પણુ અને કુષ્કર્મો હોય તોપણુ પશુમાં ગયો હોત તો પુનઃ આપણીજ સ્ત્રી કે પુત્ર કે પુરૂષ કે મીત્ર બની આવે છે એ કહી શકાતું નથી. ત્યારે આવા સંસારની વિટંબનાનો મોહ રાખવો અને રૂદન કરવું કે બળાપો કરવો એ અજ્ઞાનતાનો અંધકારજ છે. એટલે આ મોહનો તમામ આધાર રજોગુણીજ વ્યવહાર છે. વિદ્યા ભણ્યાનું કે ધન પ્રાપ્તિનું માન જ્યાં સુધી હૃદયમાં રહે છે ત્યાં સુધી આપણે સત્ત્વગુણી બન્યાજ નથી એમ પોતાની પરિક્ષા પોતેજ કરી લે છે. તેજ સુધરે છે, અને તેવા જનો પછી સ્ત્રી હોય કે પુરૂષ પણુ તેવાજ સત્ત્વગુણી બને છે, અને તેવાજ ગુરૂનું શરણુ ધારણુ કરે છે. કેમકે તેજ વિજ્ઞાન અને અનુભવ જન્ય જ્ઞાન ગણુાય છે. વેદોની આજ્ઞા રૂપે જોતાં જણુાય છે કે એવા મનુષ્યદેહ ધારીજનો પોતાના રજોગુણી સ્વભાવથી मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । આદી અનેક રીતે પોતાના કલ્યાણુના હેતુઓ સાચવવામાં અતિ પાછળ પડી ગયેલા જોવાય છે. સાચી રીતે રજોગુણી સ્વભાવ સાથે તમો ગુણુ હોવાથીજ પોતાના સાચા ધર્મથી ચુકાય છે અને પોતાના હિતકર્ત્તા સાચા બોધક આચાર્ય સંતનાં વચનો ત્યાગે છે. પણુ તેથી પોતાના યાવત્ ઐશ્વર્યનો વિનાશ કરવાનાં પગલાં ભરાય છે તે સમજી શકતા નથી. એક બાજુએ પ્રભુ ભક્તિનો ડોળ કરવો. અને બીજી બાજુએ દેહાભિમાન અને માનાપમાનના મહાન્ ભારબોજ નીચે દબાવું એ કેટલું બધું અયોગ્ય છે. રજોગુણી તમો ગુણી મિત્ર બન્યા હોય તે પોતાના સ્વભાવ પ્રમાણે વર્ત્તવા જણાવે એ વાત ઉઘાડીજ છે. તેઓ સાત્વિક વિચારો કદાપી આપનાર નથી અને સાત્વિકતા સેવ્યા વિના પ્રભુ કૃપા ઉતરતી નથી; અને પ્રભુ કૃપા વિના બુદ્ધિ વિદ્યા, ધન, સુખ, આનંદ, સંતોષ, બ્રહ્મચર્ય, સત્યવાણી રૂપ શુભ ફલો લાવનાર તત્વો મળતાં નથી. એટલે

સત્વગુણ સેવવોજ જરૂરનો છે. અને તેની સાથે માતા-પિતા આચાર્ય (સદ્‌ગુરૂ) અને અતિથી કે જેઓ પોતાના હિતકર્ત્તા છે તેમની પ્રેમપૂર્વક સેવા કરવી જોઇએ.

રજોગુણી પુરૂષોને ક્ષણુ ક્ષણુ વારમાં ક્રોધ ઉત્પન્ન થાય છે, પોતાની સ્વચ્છંદતાને સત્વગુણી જનો અને મહાન્ નેતા સંતપુરૂષો નીંદે છે. અગર તે છોડાવવા પ્રયત્ન કરતા હોય, તેથી શિખામણુ આપે છે ત્યારે આપણા રજોગુણી સ્વભાવને લીધે તે શિખામણુ યોગ્ય લાગતી નથી. પણુ ઉલટી રીતે સ્વચ્છંદાચારી સ્વભાવથી આજ્ઞાનું અપમાન કરે છે. પણુ પોતાના હીતકર ઓળખાતા નથી. ત્રૈલોક્યમાં સાચા હિતકર સંત જીવન્મુક્ત યોગીજનોજ છે એ વાત સમજવી બહુજ દુર્લભ છે. પોતાની અજ્ઞાનતા ટાળવાને અને સત્વગુણુના વ્યવહાર ચલાવવાને માર્ગે દોરનાર સાચા અનુભવી સંતો છે, તે અપાર સુખ અને આનંદ તથા સંતોષ આપવાને કરૂણાવાન અને લોકહિતાર્થે ભ્રમણુ કરનારા છે તેજ આપણું કલ્યાણુ કરી શકે છે. પણુ સત્વગુણુ સેવ્યા વિના પોતાના હિતકર સંતપુરૂષમાં તેવી શ્રદ્ધા ધારણુ કરી શકતા નથી અને કરી શકાય પણુ નહિ.

આપણા જીવાત્માઓને પરમેશ્વરે મનુષ્યદેહધારી બનાવ્યા છે. તે માલિકી ધારણુ કરવા દેહાભિમાન સેવી અહંમમતાના કાર્ય કરવા બનાવ્યા નથી તે સાચી સમજ ધારણુ કરવાને કૃપાબુદ્ધિની જરૂર તો ખરી. પણુ સત્વગુણી કર્મ કર્યા શિવાય તે કૃપાબુદ્ધિ મળી શકતી નથી એમ જાણુવું. આપણા શરીરનો જન્મ થયો ત્યારે સાથે કશું લાવ્યા નથી. માત્ર કર્મબળે તે તે તત્વોના સમુદાયની રમતજ આવેલી છે, અને શરીર કાળને આધિન થાય છે ત્યારે ઘરબાર, સ્ત્રી, પુત્ર, માતા, પિતા, બંધુ, સહોદર, ભગીની, શત્રુમિત્ર કશું સાથે લઇ જઇ શકાતું નથી; તેમ પ્રાપ્ત કરેલા આવી મળેલા ધનવૈભવો પણુ અત્રે મુકી ચાલી જવું પડે છે. તે સર્વ કોઇ જાણે છે પણુ તેને વર્ત્તનમાં મુકી સમજી શકતા નથી, અને સર્વ મળેલા પદાર્થોમાં અહંમમ ધારણુ કરે છે. પોતે માલીક બની જાય છે. સત્વગુણુના ધર્મપૂર્વક ઉદારતા પુન્યદાન વિગેરે સેવાતાં નથી. અને પોતાના રજોગુણી, તમોગુણી, દેહાભિમાનથી તૃષ્ણા, લોભ, કૃપીણુતા આદિ સેવાય છે. શિખામણુ દેનાર શત્રુરૂપ લાગે છે-પવિત્ર ફરજો ભુલાય છે અને આ ધન-ઘરબાર વૈભવાદિ મારાં છે તેથી તેની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં હર્ષશોક ધારણુ થાય છે, પણુ એ સર્વના માલીક કોઇ છે અને ખોટી રીતે આપણે માલીક થવા જઇએ છીએ તેનાજ પ્રતાપે થાય છે. આ જગત પૃથ્વી આદિ તમામ પદાર્થો

તે ઈશ્વરે જ પોતાના લીલા વિગ્રહી સ્વભાવરૂપે બનાવ્યાં છે, અને તેજ પોતે પછી જીવ થઇને પોતાની ભ્રાન્તિને પોતેજ ભોગવવા માલીક બને છે પણ સાચી રીતે તો વ્યવસ્થાપક અથવા વહીવટદાર તરીકે રહેવાનું છે પોતે વિસરીને મીથ્યા માલીકી માનવા લાગે છે.

પોતાના વહીવટમાં આવેલી વસ્તુનો ઉપયોગ કરતાં માલીકીનો મિથ્યાભિમાન છુટે તોજ પોતે દેહાભિમાનરહીત રહી શકે છે. કેમકે માલિકની વસ્તુ માલિકનીજ છે. ગુમાસ્તા તરીકેનો વહીવટ માલીકી જેટલોજ છે. છતાં માલિક તો નહિંજ એ દેહાભિમાન છોડવાની ઉત્તમ રીત છે પણ તે સત્વગુણના ધર્મોનું પાલન કરવાથીજ અને માથે સદ્‌ગુરૂ હોય તોજ આ સમજણ સાચી રીતે પળાય છે. એટલે જ્યાં સર્વત્ર આત્મભાવ થાય તો હવે દગો પણ કોની સાથે કરે ?? કોને છેતરે ?? પ્રભુનેજ છેતરવાનો ધંધો કરનાર રજોગુણી, તમોગુણી, મહાપાપી કદાપી સુખી થવાનો નથી અને થતો પણ નથી. દેહાભિમાન છુટવાથીજ પોતાના શ્રેયના તમામ માર્ગ ખુલ્લા થાય છે અને સત્વગુણની વૃદ્ધિજ થાય છે, અને તેવા જીવન્મુક્ત સંતયોગીના શરણમાં સદાએ પોતાના કલ્યાણના વિચારો મેળવી વ્યવહાર કરતો શુદ્ધ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. નર કે નારીના સંબંધે ભેદ જોવાનો નથી. જે કોઇ સત્વગુણના ધર્મો સેવે તેને માટેજ માર્ગ ખુલ્લોજ છે.

॥ यस्य देवे पराभक्ति र्यथादेवे तथा गुरौ ॥

॥ तस्यैते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ श्रुतेः ॥

આ શ્રુતિ સદ્‌બોધ કરે છે કે જેવી રીતે દેવની ભક્તિ કરીયે છીએ અથવા જેવો દેવ પ્રત્યે ભક્તિભાવ ધારીયે છીએ, તેવોજ તેવી રીતનો પ્રેમભાવ દેવ સમાનજ શ્રીસદ્‌ગુરૂ મહારાજ પ્રત્યે હોવોજ જોઇએ. એમ મહાત્માઓ અર્થસૂચક વાણી કહી ગયા છે. દેવ અને ગુરૂની અભેદ ભક્તિ તેજ સાચી રીતની ભકિત છે.

આ ઉપરથી સમજાય છે કે દેવ જે પરમેશ્વર તેમને જેમ શરીર નથી. પ્રભુ તો સદાએ અશરીરીજ છે તે સદ્‌ગુરૂ જીવન્મુક્ત સંતપુરૂષો પણ શરીર છતાં અશરીરીજ છે. પણ રાજસી, તામસી ગુણપ્રકૃતિના સ્વભાવથી વ્યવહારવર્ત્તન કરવાવાળાઓ જેમ પોતાની અજ્ઞાનતાના પરિણામરૂપે પોતાનું શરીર જુએ. તેમજ અશરીરી એવા જીવન્મુક્ત સંત યોગીજનોનું પણ શરીર છે અને તે શરીરધારી છે એમ માને છે. આ અજ્ઞાનતાનો પાર કદાપી આવનારો નથી. પણ સાચી રીતે સત્વગુણ ધારણ

કરી સત્વગુણી વર્ત્તન ચલાવનારા બંધુંઓએ જાણવું જોઇએ કે તમે રજો, તમોગુણના વ્યવહારી વર્ત્તનનો ત્યાગ કરીને સત્વગુણી વર્ત્તન કરવા લાગો કે તમારાં સત્કર્મો બ્રહ્માર્પણ થતાં તેની સાચી અસર બુદ્ધિની મલિનતાના વિનાશને ઇચ્છે છે. બુદ્ધિ શુદ્ધ પવિત્ર અને નિર્મળ થતાં તે અતિ સૂક્ષ્માત્ સૂક્ષ્મ થાય છે એટલે તેમાં નિર્મળતા હોવાથી પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વરના સ્વયંપ્રકાશનું તેજ તેમાં ખુલ્લેથી પ્રકાશમાન થતાં પોતાના જીવભાવનો આપોઆપ લય થાય છે—નાટકના સ્ટેજ ઉપર એક બ્રાહ્મણનો છોકરો નારીનો પાઠ લઇને આવે છે, તે સ્ટેજ ઉપર નારીની પેઠે બોલે છે, એ વાત ખરી પણ સાચી રીતે તે જાણે છે કે હું નારી નથી પણ નર છું. એમ હૃદયની સત્યતાએ સમજે છે એમ શરીર છતાં તે સમજવા લાગે છે કે હું શરીરધારી નથી તેમ શરીરાભિમાની જીવ પણ નથી. સાચી રીતે તો ઇશ્વરઃ સર્વ ભૂતાનામ્ સર્વભૂતોમાં ઇશ્વરરૂપેજ છું. એમાં શંકા નથી. એટલે પોતાને ઇશ્વર માને છે અને અંતે પોતે જે **બિંબીનું બિંબ** છે તે પોતાને સમાધિજ્ઞાનથી ઓળખે છે. એટલે પોતાને તે જીવાત્મા હવે જીવરૂપે જોતો નથી એટલે શરીરાભિમાની જોતો નથી, તેથી શરીરને જોવાનું આપોઆપ બંધ થાય છે. હવે પોતાની જીવાત્મા સ્થિતીએ પોતાને **શરીરધારી કે શરીર** માનતો નથી ત્યારે હવે ગુરૂઓના શરીરને તો કેમજ જોશે ! ! ? એટલે **શરીર** જોવાનું છુટતાં પોતે શરીરથી મુક્ત થાય છે જો કે મહાત્માઓનો બોધ કેટલો સુલભ છે ! ! પણ આ ઉપરથી સમજાશે કે પોતે શરીરરહીત થાય તોજ સર્વને શરીરરૂપ જોતાં હવે **શરીર** રૂપે જોશે નહિ.

બીજું પોતે શરીરધારી માનીએ પણ **શરીર** એ પૃથ્વી તત્વ છે. તેનું મૂળ આકાશ તત્વ છે, આકાશ નિરાકાર છે નિર્બંધન છે એવી રીતે સમજનારા યોગીજનો પોતાને આકાશવત્ નિરંકુશ માને તેમ સર્વ જીવાત્માઓને પણ માને એટલે પોતાની નજરમાં પોતાનું કોઈનું શરીર છેજ નહિ એમ ગુરૂકૃપા રૂપે સર્વ જીવાત્માઓને સમજાવે. પણ સત્વગુણી પુરૂષ હોય, અતિ ઉદારતાથી, સંતોષથી, ધર્મપરમાર્થથી, સત્યવાણીથી, બ્રહ્મચર્યથી અને ગુરૂકૃપાથી વર્તતો હોય, સંતસમાગમ મહિમા નિત્ય પ્રતિ ગાતા હોય તેવા માણસને આ વાત જલદી સમજાય છે. આ ઉપરથી સદ્‌ગુરૂની ઉપાસના કરવાની કેટલી આવશ્યકતા છે તે સત્વગુણી હોય તેજ સમજી શકે છે.

લેખ લખવા જતાં ઘણા વિસ્તારથી લખાય. પણ તેવા સમયો અનુકુલ નથી. તેથી માણસના વ્યવહાર સંબંધે જોઇતા પરિચયોની કેટલી એક રૂપરેખા દોરી સાત્વીક પ્રવૃત્તિ કાયમ કરવાને સદ્‌બોધ જણાવેલો છે.

અત્યારે સ્રીસમાજમાં પુરૂષોની પેઠે કેટલીએક બાબત વિચાર કરવા સરખી છે. તમામ બ્હેનો પોતપોતાના સ્વભાવમાં સત્વગુણકાર્યની મર્યાદા રાખી વ્યવહાર કરે તો પરમેશ્વર સદ્‌ગુરૂ મહારાજની કૃપા થયા વિના રહેનાર નથી. શાસ્ત્ર પ્રમાણે વૈદિક બ્રાહ્મણો રૂબરૂ વેદ મંત્રો સાનિધ્યમાં–અગ્નિદેવની સાનિધ્યમાં પંચની સાનિધ્યમાં કરેલાં લગ્નથી આ પરણીત પુરૂષ વ્યવહાર સાનિધ્યતાને માટે પોતાનો પરમાત્મારૂપ પતિ છે અને તેની સાથે લગ્ન થયા પછી વ્યવહારની યોજનાના નિયમથી માત્ર તે પુરૂષનું પતિત્વજ સ્વિકારેલું હોવાથી બાકીના નરો સૌ બાપ સમાન છે કે ભાઈ સમાન છે. જો કે આ પતિ રૂપની ઉપાસના, તે વ્યવહારની શુદ્ધિ રૂપે હોવાથી આ પતિથી જે પ્રજા ઉત્પન્ન થાય, તે કાયદેસર લગ્નથી થયેલી હોવાથી ને વર્ણસંકરતા ધારણ કરી શકે નહિ. તેથી અન્ય પુરૂષનો કુસંગ કરવાથી વર્ણસંકરતા થતી અટકાવવાને આ ધર્મવ્યવહારનો પતિ છે. એ ધર્મવ્યવહારે સત્ય છે તેથી વ્યવહાર સાધ્ય કામમાં માત્ર તેની આજ્ઞા ધારણ કરનાર તે સતિ છે. અને તે પણ સત્વ ગુણી હોય તોજ આમ સતિ કહેવાય છે. સતિ સ્રીઓને વિષયોની અસંતોષ વૃત્તિ હોતી નથી. તેઓ અસત્ય ભાષણ બોલતી નથી. સત્વગુણના ધર્મો બહુ પ્રેમથી સેવતી, પતિની આજ્ઞાને ધારણ કરતી, બાળકોને શાન્તિથી સેવતી આ પવિત્ર સ્રી. પોતાની જીંદગીનો વ્યવહાર ઉત્તમ બનાવે છે. એટલુંજ નહિ પણ તેની આગળ પોતાના સાત્વિક વ્યવહાર પતિની સાથે પોતાના સદ્‌ગુરૂ જીવન્મુક્ત સંત યોગીના સમાગમમાં રહી શરીરના મિથ્યાભિમાનનો ત્યાગ કરી પવિત્ર સત્સંગ યોગના બળથી અમૃત સિંચન થતાં પોતાની શાન્તિ અને જીવન્મુક્તિ પ્રાપ્ત કરે છે. એટલે તેવી સ્રીનો વ્યવહાર પણ સુખરૂપ આનંદ રૂપ થાય છે. ભલે વચ્ચે વચ્ચે દુઃખ સુખ માનાપમાન, પ્રાપ્તિ અપ્રાપ્તિનો જુવાળ આવેલો હોય પણ ગુરૂ મહારાજની કૃપાથી તેઓને તો પીડાકારી હોતો નથી. ગમે તો પતિ હોય કે પતિનું શરીર છુટી ગયું હોય અને તે વિધવા થઇ હોય તો પણ એક વખત જેને આ શરીર અને તેની ધર્મવ્યવસ્થાને માટે ધર્મ પરાયણ સોંપરત થઇ છે તે બદલાઈ શકતી નથી. રજોગુણી તમોગુણી સધવા કે વિધવા વિષયોની વાસનાથી દુષ્કર્મ ઉપર ચઢી પર પુરૂષ રત થાય છે

તેઓ જન્મને પણ બગાડે છે, વિષય વાસનાથી ભરેલી સ્ત્રીઓને તેવી દુર્બુદ્ધિ થતાં તે પોતાના સતિત્વના શિયળભંગની દરકાર કરતી નથી. એજ અતિક્રમની પ્રજા વર્ણસંકરજ થાય છે.

કેટલીએક બહેનો એમ માની બેઠેલી જોવામાં આવે છે કે તેઓને સદ્ગુરૂ કરવાની જરૂર નથી પણ આ સમજણ તેમની ભુલ ભરેલી જ છે. પોતાનો પતિ પણ ગુરૂ છે. પણ તે ધર્મ વ્યવહાર ચલાવવા પુરતો ગુરૂ છે. તે તત્વજ્ઞાનથી બ્રહ્મનિષ્ઠિત્વ ભોગવી શકતો ન હોવાથી તેવા બ્રહ્મનિષ્ઠ ગુરૂની પતિ પત્નિ બન્નેને આવશ્યક જ છે અને એવા બ્રહ્મનિષ્ટ સંત શિવાય આ જન્મ મર્ણના ભ્રમણમાંથી તે બચાવી શકતા નથી. પતિ શાસ્ત્ર નિષ્ણાત હોઈ શકે એ તો વાત સાચી પણ બ્રહ્મનિષ્ઠ હોઇ શકતા નથી બ્રહ્મનિષ્ઠત્વમાં નર–નારી ભાન છુટી ગયેલું છે. તેવા સાચા સંત બ્રહ્મનિષ્ઠના દેહ સંબંધે જરા પણ માન્યતા નથી માત્ર સર્વત્ર આત્મા શિવાય અન્ય માનવાપણું નથી. તે પતિનો સંસર્ગ બ્રહ્મનિષ્ઠ રૂપે હોયજ નહિ. તેથી ગુરૂ બ્રહ્મનિષ્ઠજ જોઇએ તે તરફ ધ્યાન આપવું જોઇએ અને સદ્ગુરૂ ઉપાસના કરવી જોઇએ પણ રજોગુણ તમો ગુણનો વ્યવહાર એટલે કામ ક્રોધ લોભ મોહની વૃત્તિનો સમૂળો ઉચ્છેદ કરી સાત્વિક મર્યાદા સેવી ગુરૂશરણ અંગીકાર કરી ગુરૂને પરમાત્મા માની તેમનો સંગ કરવો. કેટલાએક એવા જનો પોતાને બ્રહ્મનિષ્ઠ મનાવે તો ભલે પણ પોતાના ભક્તોના કલ્યાણને માટે અને ભકતોના ઊદ્ધારરૂપ ધારેલા શરીરથી ભકતોના કલ્યાણનો માર્ગ સાધ્ય થાયજ નહિ અને દેહબુદ્ધિનો વિહાર તેમનામાં હોય પણ એ વાત સમજવા સરખી છે.

એવા સાત્વિક વ્યવહારોથી અનુકુળતા સેવતા નરનારી ભક્તજનો પોતાના આત્માને પરમાત્મા સદ્ગુરૂ ૐકારનાથ પરમેશ્વરમાં મેળવવા યોગ્ય ઉપાસના કરી, ભક્તિના પ્રબળ પ્રચારથી જીવન મુક્તતાને પામે છે જ્યાં સુધી નર–નારીના ધર્મ વ્યવહારો એટલે શરીર ધર્મ વ્યવહારો રજો ગુણ તમોગુણના ત્યાગ સામે સત્વગુણના ધર્મોથી સેવવામાં આવે એટલેજ જ્ઞાન અને ભક્તિના શુદ્ધ વિચારો આપોઆપ વિકાસને પામે છે. કામ ક્રોધાદિક નીચ વૃત્તિઓનો નાશ થયા વિના પ્રભુ કૃપા થતી નથી. ઉદારતા ખુલ્યા શિવાય મોહ લોભ નિવૃત્તિને પામતા નથી.

વિધવા સ્ત્રીઓ પરપુરૂષરત રહી ગર્ભ પાતાદિક દુષ્ટ પાપ કર્મો કરી નર્કગામી થાય, તેના કરતાં દુરાચરણ નિષેધરૂપે પુનર્લગ્ન કરે તો વધારે શ્રેષ્ટ ગણનારા ભાઇઓએ યાદ રાખવું ઘટીત છે કે વિધવા વેષમાં છાનું

પાપ થતું હતું અને પુનર્લગ્નમાં ખુલ્લી રીતે પાપ કર્મ થતાં તેને સુધારો માનવો યોગ્ય ગણ્યો. પણ પોતાના ધર્મની મર્યાદાના સાચા વૈદિક પતિની આમન્યા તો તુટીજ જાય છે. એટલે વિષયાંધ વૃત્તિના પ્રવાહને રોકવાનો પ્રયત્ન કર્યો ગણાતો નથી. તેના કરતાં એવી વિધવા બ્હેનોને માટે "વિધવાશ્રમ" ખોલી તેમાં તેમને યોગ્ય શિક્ષણ સાથે ધર્મ, નીતી, ભક્તિ, જ્ઞાન, સત્કર્મનો બોધ આપવામાં આવ્યો હોય તો વિશે ધર્મ સચવાય છે. વિષય વાસનાની વૃદ્ધિરૂપને ઉત્તેજન આપવું એજ ધમશાસ્ત્ર પ્રમાણે અયોગ્ય છે.

વિધુર પુરૂષ એટલે જેની સ્ત્રી મરી જાય તેને વિધુર કહેવાય છે એવાને પુનઃ પરણવા માટે રજા જોવાય છે. તેની સ્પર્ધામાં વિધવા સ્ત્રીઓને પુનઃ લગ્ન કરવાને શા માટે રોકવામાં આવે એવો રદીયો આપે છે. દેશ દેશ પરત્વે જુદી જુદી માન્યતા છે આપણા હિંદુસ્તાનના સનાતન વૈદિક ધર્મમાં જૈનાદિકોમાં અને કેટલાએક જ્ઞાતિ નિર્ણયના જનોમાં વિધવાને પુનર્લગ્ન યાને નાતરાં કરવાની છુટ નથી. કેમકે આ ભારત વર્ષમાં સ્ત્રીથી વંશવૃદ્ધિ માનેલી નથી, પણ પુરૂષથી વંશવૃદ્ધિ માનેલી છે. પુરૂષથી વંશ ગણાય છે. તેથી પુરૂષને ફરી લગ્ન કરવાની છુટ છે. પણ પવિત્ર સતિ સ્ત્રીઓ પોતાના પતિને સમર્પણ થયેલી હોવાથી તે પતિથી મેળવેલું સતિત્વ નાશ કરવાને ઇચ્છેજ નહિં. તેથી તે દોષ મુક્ત છે.

આ ઉપરથી સમજાશે કે માત્ર સ્ત્રીઓ કે પુરૂષોએ ગમે તે પ્રકારે પણ સત્વગુણની વૃત્તિ કરી સંસાર ધર્મ મર્યાદાને પણ ઉજવલ બનાવવો અને પોતાના મુમુક્ષુત્વને પણ યથાયોગ્ય સંભાળી વિષયાંધ વૃત્તિના પાપથી મુકત રહી પોતાના આત્માનું જ્ઞાન જાણી પરમાત્માની ભકિત કરી જ્ઞાન રૂપ મોક્ષને પામવું એજ પરમ ધર્મ છે.

આવી રીતનો શુદ્ધ વ્યવહાર કરવાથી આત્મજ્ઞાન જેવો ગુહ્યજ્ઞાનનો ભંડાર ખોલનાર પ્રભુ તેવા ભક્તના ઉપર કૃપા કરે છે, અને તેનેજ સંતસમાગમ સંતશરણ સુઝે છે, અને અંતે જીવનમાં વિજય પામે છે.

બંધુઓ અને બ્હેનો ! ! !

પવિત્ર આચરણની મર્યાદા ગ્રંથ વિસ્તારથી આમાં બરોબર બતાવી શકાયજ નહિં માટે સત્સંગ સેવતાં પોતાના આત્માનું કલ્યાણ કરો. એજ આશિર્વાદ. ૐ

ખંભાત,
ઔદીચ્ય ટોળકીયા બ્રાહ્મણની વાડી
તા. ૧૫-૭-૩૧

ગુરૂઆજ્ઞાથી
પ્રાસદકર્ત્તા,

# સ્તવનોની અંક સાથે નામાવલી.

ॐ श्रीमन्म [illegible]गणाधिपतये नमोनमः ॥



ॐ श्री सद्गुरवे नमोनमः ॥ ॐ श्री सरस्वत्यै गायत्र्यै नमोनमः ॥

# ॥ जीवन ज्योति रसामृत क[illegible]व्य ॥

## ( द्वि[illegible]ीय गुच्छ )

---

### સ્તવન ૧ લું.

---

**અધિષ્ઠાન ૐકારનાથ પરમેશ્વરનું સ્વરૂપ અને સ્તુતિ.**

( રાગ—છે જનપાલક ટાળક દુઃખનો—એ રાહ. )

અમૃતમય જ્યોતિ ઘનજ્યોતિ અભેદ :બ્રહ્માનંદ છો.
અવિચલ પૂર્ણ સ્વયં ઊદ્યોતિ, શાન્ત સચ્ચિદાનંદ છો. ટેક.

મન વાણીમય સગુણ સાકાર, મનવાણી પર છો નિરાકાર;
ઊભય હીન–મય–આપ અપાર, સ્વયં નિર્મલાનંદ છો. અમૃત ૧

વેદાતીત છો સ્વયં ૐકાર–ચતુષ્પાદ મય વેદ વિચાર;
પૂર્ણ પરમપદ નીજ વિચાર, 'જીવન મુક્તાનંદ છો. અમૃત. ૨

પરમ સુખદ છો મૂર્ત્ત સ્વરૂપ, જ્ઞાનાનંદે અમૂર્ત્ત રૂપ;
દ્વંદ્વાતીતે વ્યોમ અનુપ, ત[illegible] માસે સ્વાનંદ છો. અમૃત. ૩

સ્વસંવેદ્ય છો દેવની મય નાથ, ગજાકાર પ્રણવાકૃતિ સાથ;
[illegible] પ્રિયપતિ સંગાથ, શબ્દાતીત આનંદ છો. અમૃત. ૪

સત્યં [illegible] સ્વરૂપ, અક્ષરાતીત છો આપ અનુપ;
[illegible] થી આપ અરૂપ, [illegible] અલક્ષાનંદ છે. અમૃત. ૫

અધિષ્ઠાન [1]અધ્યસ્ત [2]વિકાર, ગુપ્ત પ્રકાશક છો અવિકાર;
ચેષ્ટા હીન સુમતિ નિરધાર, [3]બોધક બોધાનંદ છો. અમૃત. ૬
[4]મહત્ અણુ ને દેહ સબંધ, ત્રિકાલ કલ્પિત માયાફંદ;
કાલાતીત છો નિત્ય નિસ્પંદ; જ્યાં ત્યાં અખિલાનંદ છો. અમૃત. ૭
હાર્યા યોગી [5]જતી મુનિદેવ, [6]સુફી તપસ્વિની ભલે સેવ;
ઉત્થાન બળ ચુકયા તતખેવ, આપ અખંડાનંદ છો. અમૃત. ૮
વાણી મન ભાવાતીત આપ, દેહ જગત ભાવે નિષ્પાપ;
યોગી વિનાયક પ્રભુ અમાપ પ્રિયપતિ પરમાનંદ છો. અમૃત. ૯

---

## સ્તવન ૨ જું.

---

### જાગૃતીનો બોધ.

(રાગ—અચેતન કાયાની સંગેરે—એ રાહ.)

ભલે ત્યાગી કે વ્યવહારીરે, નથી જ્યોતિ ભેદ લગાર;
નર નારી દ્વિજ દેહ ધારીરે, નથી જ્યોતિ. ટેક.
કર્મોથી કાયા રચાતી, કર્મો લયે ક્યાં ગુમ થાતી;
વાસનાની ગાંઠ બંધાતી, કુપ ગડુઆં સમ સમજાતીરે.
નિજ ભાન ભુલે જોનાર. ભલે. ૧
"અહં" સંગે નિજને ભૂલે, માયા માદક અનુકુલે;
મન મમત હિંડોળે ઝુલે, ચતુરાઇ પડે સો ચુલેરે.
દેહ, ભાને ગીરફતાર. ભલે. ૨
ધર્માનુકુલનાં કર્મો, બ્રહ્માર્પણ થાતાં "અકર્મો"
કરે નહિં બંધન સત્કર્મો, છતાં કર્મ મોહના ધર્મો રે.
રજતમ કર્મે ભમનાર. ભલે. ૩

---

૧ માયા. ૨ ત્રિગુણ રૂપ વિકાર. ૩ જીવન્મુક્ત સંત યોગી, ૪ અણોરણીયાન્ મહતો મહીયાન્ ઈત્યાદીક શ્રુતિથી ઇશ્વર અને જીવપણાને સમજાવે છે, ૫ યતિ અથવા જૈન ધર્મના સાધુજનો. ૬ મુસલમાન ધર્મમાં તત્વ જ્ઞાન જાણનારા.

કોટિ કર્મે ન મુકતજ થાશે, દેહ અહંમમ ન વિસરાશે;
દેહ વિવર્ત્ત જુએજ ભુલાશે, તેનું જન્મમર્ણ ભય જાશેરે.
ગાતા સભર પ્રભુ એક તાર. ભલે. ૪
કર્મોના ફલમાં આશા, રહે પ્રભુ પદ માટે નિરાશા;
વળગે દેહ ભોગ દુરાશા, થાય જોવા યોગ્ય તમાશારે.
ભલે ભટકો વારંવાર. ભલે. ૫
દેહ વિવર્ત્ત કેરો પોટો, સાવ જુઠો અને સાવ ખોટો;
કાગળ પર પડીયો ફોટો, લાભ સાટે વેઠે તોટોરે.
છતે ચેતન બને ગુમાર. ભલે. ૬
મળ નિર્મળ કેમ કરી થાશે? ટળી રૂધિર ન પય પરખાશે;
સંત સંગ જીવન વહી જાશે, તોય દેહ ભાન સમજાશેરે.
શિદ થાવું અતિ ખુવાર. ભલે. ૭
દેહ બુદ્ધિ શુદ્ધજ કરજો, દેહ શુદ્ધિ વિચારો ધરજો;
દૃષ્ટિની સૃષ્ટિને તરજો, સભરે ચેતન રસ ભરજોરે.
તદરૂપ સ્વસ્વરૂપાકાર. નથી. ૮
વેષ દાંભિકતા પ્રકટાવે, કાષ્ટ દંડ ન દુઃખ છોડાવે;
અંધ પંગુ ન્યાય દરસાવે, જ્ઞાન પ્રકાશ ના પ્રસરાવેરે.
દેહ મતિ ન છોડાવનાર. નથી. ૯
સંત સંગત સાધન સાધી, તજો દેહ મતિની ઉપાધિ;
લય કરજો વિવર્ત્ત વ્યાધિ, વિનાયક પદ નિરૂપાધિરે.
ગુરૂ ચરણ ભક્તિ સેવનાર. નથી. ૧૦

---

## સ્તવન ૩ જું.

---

### જાગ્રત સદ્બોધ.

( રાગ ઉપરનો. )

અચેતનને કહેતાં મારોરે, જીવ માને મન વખાણ;
છો સાચે જો તું ત્હારોરે, ગૃહે ગુરૂગમ મતિ સુજાણ. ટેક

અહં મોહ બલ હૃદયે થાતાં, વ્યષ્ટિરૂપ " દેહી " ગણાતાં;
સ્વસ્વરૂપ વિસરી જાતાં, દેહ સુખ સ્વપ્ને લપટાતાંરે.
નથી સમજ લાભ કે હાણ. અચેતન. ૧
અસુરપતિ જેને ભરમાવે, રજ તમ શત્રુઓ લોભાવે;
દેહ ભ્રાન્તિ તિમિર ભટકાવે, નિજ પ્રભુ પાદોને ભુલાવેરે.
બન્યો માયાનો વેચાણ. અચેતન. ૨
અસુરો કેરા અંધકારે, ઊંધો પડી શું બૂમ મારે ? ?
તારી કોણ કરે ત્યાં વ્હારે, તું સાંભળ શ્રુતિ પુકારે રે.
શાને રહેતો સ્વથી અજાણ. અચેતન. ૩
દેહ ભોગ વિષય મદમાતો, ધન માન મમતમાં તાતો,
નિજ ભાન ભુલે ના શરમાતો, નિર્લજ્જ જનિમૃતિને ન્હાતોરે;
હવે કરે ' સ્વ ' દેશ પ્રયાણ. અચેતન. ૪
દેહોહં અસંગ એ કર્મે, તું સમષ્ટિ " व्यापक " ધર્મે;
પરે શુદ્ધ " साक्षी " ના મર્મે, સ્વસ્વરૂપ ॐ अक्षर મેં.
સ્વયં જ્યોતિ- પુરૂષ પુરાણ. અચેતન. ૫
પ્રિયપતિ ચરણ મતિ જાતી, કરૂણામય સ્તુતિ સ્વિકરાતી;
યોગી ગુરૂ દર્શન ન્હાતી, દેહ આસુર મતિ દબાતીરે.
જોને ઊકેલ પ્રભુની પિછાણ. અચેતન. ૬
ગુરૂ ઇષ્ટ અભેદ વિચારે, મન વિહવલતા સંહારે;
બોધ જાગૃતી સુમતિ ધારે, નિજ સ્વતંત્રતા પુકારેરે.
ઊગ્યો બ્રહ્મજ્યોતિનો ભાણ. અચેતન. ૭
શૂર ભકિત ખડ્ગ બલધારી, જ્ઞાન બલે શત્રુ જાય હારી;
તજે જીવ શિવ ઘટ સરદારી, દિગ્ વિજય થતાં બલિહારીરે.
મળ્યા પ્રિયપતિ જીવન પ્રાણ. અચેતન. ૮
" નદી " નામ રૂપ જળ વહેતાં, આખર સાગર થઇ રહેતાં
હવે મન વાણી શું કહેતા ? ? અનુભવ સમસ્યાને સ્હેતાંરે.
વિનાયક શાન્તિનું સ્થાન. અચેતન. ૯



## સ્તવન ૪ થું.

### જાગૃતિ બોધ.

( રાગ સદર. )

જીવ સંત સમાગમ સાધેરે, જોવા અગમ અનુભવ જ્ઞાન;
જ્ઞાને ગુરૂ ભક્તિ વાધેરે, થાય જીવન્મુક્તિનું ભાન. ટેક.
સીનેમા ઘર ઘર જોવાતું, નાટક નાટકમાં થાતું;
બુદ્દ બુદ્દ વારીમાં સમાતું, દૃષ્ટિ સૃષ્ટિ પરખાતુંરે.
એ તો ચિત્ર વિચિત્ર ઉત્થાન. જીવ. ૧
વર બની કાઢયો વરઘોડો, સુત દંપતિ સાજન જોડો,
સ્વપ્ના ભાસ એ લાડ કોડો, હવે ક્યાં લગ સ્વપ્ન ન છોડો.
વેષ લેશ ન સુખનું સ્થાન. જીવ. ૨
સ્વપ્ને રડતો કે રાજી, સહુ સ્વપ્ન રમત ભર બાજી;
કરે કિંમત ઝાઝી પાજી, શું ચઢીયો અહંમમ વાજીરે.
દેહ ભ્રમમાં ખોટી માન. જીવ. ૩
દૃશ્ય સુખ જાણી લપટાતો, આનંદ ક્ષણમાં ગુમ થાતો;
દૃશ્ય નષ્ટ તીર અટવાતો, જની મૃતી વહન વહી જાતોરે.
નથી સમજ શુદ્ધિ કે શાન. જીવ. ૪
ષટ્ શત્રુ વિષય વિષ પાતા, અહં અધોગતિ ફલ દાતા;
પ્રભુ સાટે માયા દે શાતા, ચક્રવ્યુહ ગોટીલાં ખાતારે.
હજુ કર ગુરૂ ચરણ પ્રયાસ. જીવ. ૫
દ્વૈત વિચાર વમળમાં નાંખે, દ્વંદ્વ તિમિર સત્ય શું ભાખે ??
છળ દંભ વખાણ યશ ભાખે, પ્રભુ વિયોગ દુઃખ શું સાંખેરે.
તને શરમ ! ! ! શરમ ! ! ! બેભાન. જીવ. ૬
ચેતન થઈ અચેતન બનીયો, નથી લાજ વિષ્ઠમુત્રે રમીયો;
ગુંગળાયો અવિદ્યા ભમીયો, સાચી ઊર સમજે ન શમીયોરે.
વહ્યો ધુળકટ વાયુ તોફાન. જીવ. ૭
સંત શિક્ષા સુણજે કાને, કહેણી તજી રહેણીના ધ્યાને;
સુલટી સુમતિ ગતિ શાને, વહે ઊર્ધ્વ જ્ઞાન વિમાનેરે.
ગુરૂ સેવા ભક્તિ એક તાન. જીવ. ૮

ખાળ વારી તજી વહે ગંગા, તન ધંન મન માન અસંગા;
ઊડે નિર્ભય પદમાં વિહંગા, વિનાયક હંસ પદ ચંગારે.
કર પ્રભુપદ અમી રસ પાન. જીવ. ૯

## સ્તવન ૫ મું.

### જાગૃતી બોધ.

( રાગ—સદા સંસારમાં )

અહં વ્યવહારથી દેહ મોહમાં જીવ બની ના વહિએ;
નિયંતા નાથની લીલામાં જેમ રાખે તેમ રહીએ. અહં. ટેક.

( સાખી )—અહંકારની સોબતે સુખીયો કહિ ન હોય;
દેવ અસુર મુનિ માનવો મુક્તિ ન પામ્યા કોય.
દ્વૈત દ્વંદ્વો કે ષટ્શત્રુ મૂળ છે માની લઇએ. અહં. ૧

( સાખી )—ચેતનને અચેતન રૂપે જોવા પાડે ટેવ;
પ્રભુમાં બહુ રૂપ મિત્ર કે શત્રુરૂપ તતખેવ.
દૃષ્ટિ સૃષ્ટિના દૃશ્યે મોહ મમત શાને સહીએ. અહં. ૨

( સાખી )—ક્રીયમાણ સંચિત અને પ્રારબ્ધ છે દેહ સાથ;
રજતમ કર્મ અહં બદ્ધે સત્વ પરાધીન હાથ.
અધો દિશ ત્યાગી તુર્ય ઇશ આજ્ઞા શિરે વહીયે. અહં. ૩

( સાખી )—ઇશ અકર્ત્તા જાણતાં કર્ત્તા શાસ્ત્ર પુરાણ;
કર્ત્તા અકર્ત્તાથી પરે ૐકારનાથ પ્રમાણ.
ભક્તિ સેવા યોગમાં પરમેશથી એકાકાર થઇએ. અહં. ૪

( સાખી )—સમષ્ટિ વ્યષ્ટિ ભેદ પર ઇશ્વરની જંજાલ;
આખર એ નદી સાગરે વહેતી આપે ઢાળ.
વિનાયક સદ્ગુરૂ ૐ નાથ શાન્તિ આપે ગાઇએ. અહં. ૫

## સ્તવન ૬ ઠું.

---

### અપરાધ ક્ષમાપન સ્તુતિ.

( મારા મનના માલિક—એ રાહ. )

અપરાધ કરૂં ધાઈ ધાઈ, ગુરૂ ક્ષમા કરો એ વડાઈ;
ગીત ગાન રાગ સુર સ્હાઇ, જાણો હૃદયે ભેદ સગાઈ.
( સાખી )—નરપશુ વૃક્ષે અંકુર ક્ષેત્રે, દશ્યા દશ્ય પ્રભુ ભરીયા;
જ્યાં ત્યાં વ્યાપક છતાં હોંશથી એક દેશી મન ઠરીયા.
કેવી ગંભિર ભુલ જો સમાઇ. પ્રભુ ક્ષમા. ૧
( સાખી )—દશ્યાદશ્ય ત્રિપુટી શિખરપર સાક્ષી વેદ વખાણે,
ગુણ—અવસ્થા—જીવગતિ સોહં પરે હંસ શિવ જાણે.
આ તે પંડિતાઇ કે મુર્ખાઇ. પ્રભુ ક્ષમા. ૨
(સાખી)—પ્રણવ જ્યોતિ અસ્તિ અધિષ્ઠાને વેદ વચન વ્યોમ ગાજે;
અક્ષર શબ્દ અધ્યસ્તે ગળતાં પ્રિયપવિ રસબસ રાજે.
પૂર્ણ જયોતિ છતાં શું દેખાઇ. પ્રભુ ક્ષમા. ૩
(સાખી)—મન કલ્પિત દિશ દૃષ્ટિ કરીને ભેદે જીવ શિવ જોયા;
વાણી વિવર્ત્તે વૈખરી અંતે ગગડયામાં નિજ ખોયા.
મન વાણી પર છતાં ઘેલછાઇ. ગુરૂ ક્ષમા. ૪
(સાખી)—અન્નકોશ અહં જાળ ગુંગાળાયા મમતા બંધન ધારે.
પ્રાણ મન વિજ્ઞાન આનંદે જીવ શિવ રમત વિચારે.
નથી પામ્યા કોશાતીત ભાઇ. ગુરૂ ક્ષમા. ૫
(સાખી)—પૂર્ણ તણા તે પૂર્ણ પ્રભુની પૂર્ણ સભરતા રમતાં;
દેશ કાળ વસ્તુ કે ચરાચર કેમ ટકયા કયાં ભમતાં.
જોતો કહેતો ગયે ભરમાઇ. ગુરૂ ક્ષમા. ૬
(સાખી)—સમજે તો પણ ક્ષણ ક્ષણ વિસરી દ્વૈતાદ્વૈત ભટકતા;
શબ્દ શ્રેષ્ટ કે કનિષ્ટ વાદે અક્ષર ભેદ રડવડતા.
સ્તુતિ નિંદા વચનની ન નવાઇ. પ્રભુ ક્ષમા. ૭
(સાખી)—પ્રભુમય વાસો કરતા મુકતો શંકર—દત્ત સમ બળીયા;
અભેદ સ્થિતિના યોગી વિચરે, ગંભીર ગુહામાં મળીયા.
વિધિ નિષેધ તજી ભરપાઇ. પ્રભુ ક્ષમા. ૮

(સાખી)—અહો નાથ !!! આ અવનવ રમતે સાચવશો નીજ રૂપે;
શાન્તિધારક નાથ !!! ન છેતરે સદા સ્વ-પર છો અનુપે.
નિજ બાલ વિનાયક સ્હાઇ. ગુરૂ ક્ષમા. ૯

---

## સ્તવન ૭ મું.

---

### જાગૃત બોધ.

( રાગ—કાયા પડીરે જશે. )

શું શું કર્યુંરે જીવડા, શું શું કર્યું-નિજ બલ સ્હેજે હર્યું;
ભૂમિ ભારતમાં જન્મી જીવડા શું શું કર્યું. ટેક.

પ્રભુ કૃપા બ્રહ્માંડે જો પૂર્ણ કૃપા ભારત દેશે. (૨)
દ્વિજાતીના ધર્મે કર્મે જ્ઞાન પરહર્યું, દેહે અહં આદર્યું. ભૂમિ. ૧

વર્ણાશ્રમ ભકિત જ્ઞાને દેવ ગુરૂ પૂજા શાને ? ? (૨)
નાસ્તિક મતિ કાયા ભોગે મન જઇ ઠર્યું, ધનમાં ધ્યાન જો ધર્યું ભૂમિ. ૨

ઇષણાત્રય મોહે ધાયો, સાચું વદતાં શરમાયો. (૨)
દયા ક્ષમા ઊદારતાનું કાર્ય ના કર્યું, ઊલટું પગલું ભર્યું. ભૂમિ. ૩

અહં મમે ઈંડાં પોષ્યાં, માન ભર સગાં સંતોષ્યાં (૨)
ચકલા ચકલીના વિષયે જીવન વિસર્યું, પાપો પેટ જો ભર્યું. ભૂમિ. ૪

નથી દેશ સેવા ઝઝુમ્યો, નથી ભકિત શૂરે ઘુમ્યો (૨)
નિર્બળ પુરૂષાર્થ કુંડમાં કર્મ ઊછર્યું, સાર્થકહીત શું સર્યું. ભૂમિ. ૫

નુગરા સાકુટની સોડે, પ્રીતિના બંધો જોડે (૨)
નવરા ગંજીફા ટીચે પુન્ય પરવર્યું, સાત પેઢીનું હર્યું. ભૂમિ. ૬

સંતો શત્રુ સમ જાણ્યા, લોભી દાંભી વખાણ્યા. (૨)
કિર્તિનો છપ્પનીયો વદે વૈખરી નર્યું—જાતી રૂપ પાથર્યું ભૂમિ. ૭

શ્રુતિ સ્મૃતિ નેત્રો કુટયાં, પ્રપંચ કાવતરાં કુટયાં, (૨)
દેહાહં અંધીયારે જો આથડયાં કર્યું, અંતે કાળ મુખ ગયું. ભૂમિ. ૮

વિદ્યાનાં દાન ન સાધ્યાં, નથી દેવ મંદિર બાંધ્યાં, (૨)
નથી અન્ન પાણી પાયાં, કુલ કેમ તર્યું, નાવડુ ખાડીમાં મર્યું. ભૂમિ.૯
ભલે ભલે માદલ લોટે છાકટ મસ્તાઈ આલોટે. (૨)
વિનાયક આવ્યું તેવું જીવન વિસર્યું, પત્તુ ક્યાં જઇ ગયું. ભૂમિ. ૧૦

---

## સ્તવન ૮ મું.

---

### પરમેશ્વરનાં દર્શન.

(છે જનપાલક ટાળક દુ:ખનો—એ રાગ.)

જો આ દૃશ્યાદૃશ્ય ચરાચર સભર ભર્યો પ્રભુ વાસ છે.
મન વાણી પર જળહળ જ્યોતિ આપે સ્વયં પ્રકાશ છે. ટેક.
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ દિશ, તેથી પર છે તુરીયા ઇશ;
એ સૌ માયામય હરનિશ, અવસ્થાતીત આભાસ છે. જો. ૧
આનંદ કોશે ઇશ રૂપ રમે, વિજ્ઞાન મન પ્રાણ દેહમાં ભમે;
બિંબિ તણું બિંબ કોશમાં શમે, કોશાતીતનો વિકાસ છે. જો. ૨
ભલે નેતિ ઇશ આપ ગણાય, ભલે સમીષ્ટ ગુણ રૂપ થાય;
ભલે વ્યષ્ટિમાં જીવ પરખાય, આપ અભેદ અવિનાશ છે. જો ૩
વારિ સત્ય પણ બરફ્જ દિસે, હાથી જોવાતો કાષ્ટજ વિષે;
ગુરૂ કૃપા વિણ હૃદય ન હિસે, દૂર જુએ પણ પાસ છે. જો. ૪
વારી ન જુએ તે બરફ્જ જુએ, હાથી જુએ તે કાષ્ટજ ખુએ;
મુરખ ચિત્રની ગાયો દુએ, એવો આ દેહ પ્રતિભાસ છે. જો ૫.
તત્ત્વ સ્વરૂપે પ્રભુનો પ્રકાશ, તે વિણ તત્ત્વો શબ રૂપ ભાસ;
વેદ વદે દશ્ય મિથ્યા વિલાસ, પ્રભુ તત્વમસિ ખાસ છે. જો. ૬
હું તું તે દેહદૃષ્ટિ વાણ, મ્હારૂં ત્હારૂં મન દ્વૈત પ્રમાણ;
દેહાતીત પ્રભુ સત્ય પ્રમાણ, એ વિણુ મીથ્યા પ્રયાસ છે. જો. ૭
પ્રભુ ન જાણી અહંમાં રમે, દેહ ધન કાજ પ્રપંચ છળ ભમે
દેહ માન દર્શનમાં ગમે, પાઇથી પાપનો નાશ છે. જો. ૮
પ્રભુ રૂપ જ્ઞાન મતિ પરહરી, અંધ મતીએ દેહ જુએ ફરી;
જાણે વિનાયક પ્રભુપદ ઠરી, પ્રિયપતિ મય વિશ્વાસ છે. જો ૯

---

## સ્તવન ૯ મું.

### જીવન્મુક્તાનુભવ.

(થઈ પ્રેમ વશ પાતળીઆ—એ રાહ.)

અનુભવ રમતે રમનારા, અનુભવના મર્મ છે ન્યારા;
અનુભવ પર અમૃતધારા, યુક્તિમય સંત પિનારા. ટેક
(સાખી) બુદ્ધિ ગમ્ય છે અનુભવ રચના શબ્દયોગ સંઘાતી,
અહં આથડે અનુભવ રોકે શબ્દની મમતા થાતી.
વાણી પ્રવાહમાં વહેનારા. અનુભવ. ૧
(સાખી) શબ્દ વિકાર પ્રકૃતિ કેરો શબ્દ પ્રલય જ્યાં થાતો,
ત્યાં જીવ ઈશ ટળી ગુરૂ ચરણે જ્યોતિ પૂર્ણ સમાતો.
અહં મમ સ્વપ્ને રમનારા. અનુભવ. ૨
(સાખી) સ્વાનુભવ ખેલ તણું જો મૂળ છે ખેલપર અનુભવ દેખો
અનુભવ બુદ્ધિ પર સ્વયંજ્યોતિ પોતે પોતાને પેખો.
શબ્દાતીત પદ ખેલનારા. અનુભવ. ૩
(સાખી) શબ્દ આમ્રને અનુભવ રસથી ન્યારો રમે તે જોગી,
અહં ખટારો મમતા ભોગે सोहं બને છે ભોગી.
નિજ સ્વરૂપને રોકનારા. અનુભવ. ૪
(સાખી) અહં અંધકારે મતિ ખોળે ગુરૂ પરમપદ જ્યોતિ,
બુદ્ધિ અહંમમ વિલાસ તજતાં આપો આપ ઉદ્યોતિ.
અક્ષરાતીતે ભણનારા. અનુભવ. ૫
(સાખી) દેહ પ્રાણ ઇન્દ્રિય મનચિત્તને અહંમતિ જીવ ઇશનો,
અનુભવ તે બુદ્ધિની લીલા સ્વપ્ન મનોરથ વિષનો.
તેથી પર ૐ અમૃત ધારા. અનુભવ. ૬
(સાખી) નીજને વળગે ન શબ્દ સંકલના અનુભવમતિ નહિ વળગે
અહં સંગનો દેહ ન વળગે સ્વયંજ્યોતિ ઘન સળગે.
શું મમતે ભમે ભમનારા. અનુભવ. ૭
(સાખી) અહં નહિ તો મમતા ક્યાંથી ? ? અક્ષર ન શબ્દજ શું છે??
એ નિજપદનો અમૃત અનુભવ રમતે અડચણ શું છે ??
યોગી વિનાયક સત્ય વદનારા. અનુભવ. ૮

## સ્તવન ૧૦ મું.

### જાગૃત સદ્બોધ.

( રાગ—પ્રભાત-શરણુ લેજે સંતનુ—એ રાહ. )

પરમપદને પામવા, જીવ ઉર્ધ્વ ગતિએ વિચરે. સાક્ષાત્ ગુરૂ
દર્શન કરે પરમપદને પામવા. ટેક.

કર્મની જંજાલ રજતમ, ત્યાગી સત્વને સાધજે (૨)
સત્કર્મ બ્રહ્માર્પણુ થતાં, નિષ્કામ તુર્યપદે જજે. પરમપદને ૧
અચેતન અલંકારમાં, નિજ સત્ય હેમ સ્વરૂપ છે; (૨)
ચેતન અહં ઉત્થાનથી, પણુ સમજતો જીવરૂપ છે. પરમપદ ૨
કર્ત્તા હર્ત્તા ઇશ સાક્ષી, શિદ ધુળ માથે ઘાલવું; (૨)
અહં મમતા ભેદ તજીને, સદ્ગુરૂ પદ મ્હાલવું. પરમપદને ૩
અનંત બ્રુંદે વ્યાપક તારા સ્વરૂપમાં રમતો ફરે, (૨)
દ્વંદ્ધ દેહ મતિનાભ્રમને ત્યાગી જાગૃત વિચરે. પરમપદને ૪
અહં સંચિત ક્રિયમાણે અહં પુરૂષારથ તળે (૨)
ભાવિ આધિન ભોગ જોતાં, પ્રેમથી સદ્ગુરૂ ભજે. પરમપદને ૫
ત્રિપદ ત્રિપુટી શિખર વસવા, જીવ નહીં ઇશ જાણુવા, (૨)
જ્ઞાન અમિરસ પ્રેમે પિતાં, અનુભવને પ્રમાણુવા. પરમપદને ૬
શિખર તટનું ભાન તજતાં વિમાન વ્યોમ પર સંચરે, (૨)
ૐકાર પ્રિયપતિ સ્વાનંદ રમતાં યોગાનંદ તૃપ્તિભરે. પરમપદને ૭
અભેદ રસબસ ૐ ગગનમાં, જીવ ઇશ ભ્રમણા શમે, (૨)
વિવર્ત સ્પપ્નુ સ્હેજે વિસરી વિનાયક નિર્ભય રમે. પરમપદને ૮

## સ્તવન ૧૧ મું.

### પ્રભુના પરમ ભક્તનું સ્વરૂપ-હરિજનનો વ્યવહાર.

( જેની સુરતા લાગી છે—એ રાગ-ધોળ. )

તેને હરિજન જાણો.
જ્યાં ત્યાં જે તે રૂપ પ્રભુને જોવા લોભાણો. તેને. ટેક.

વિષભર વિષયોના ભાને બેભાન થાતો, (૨)
નરનારી દેહ ત્યાગી હરિમય ગુણગાતો. તેને. ૧
હું કે મારાથી જેનું હૃદય ના હાલે, (૨)
દાંભિકતા ત્યાગી હર્નાિશ આનંદમાં મ્હાલે. તેને. ૨
પૂજા ખ્યાતિ કે માને ડોળ ના ધારે, (૨)
સુખ દુઃખના સમયે મનડો પ્રભુપદમાં ઠારે. તેને. ૩
જ્ઞાનાગ્નિ ચેતે ત્યારે પાખંડો બુઝે, (૨)
વાણી કે મનના સત્યે બળીયો રણુ ઝુઝે. તેને. ૪
હરિનું હરિ કેરે ચરણે મુકવા મન રાજી, (૨)
તૃષ્ણાના તાપો તજતાં ઉદારતા ગાજી. તેને. ૫
શત્રુ મિત્રોના ભેદે પ્રભુ છે અભેદે, (૨)
સહનશિલ સેવા ભજને દ્વંદ્વોને છેદે. તેને. ૬
સદ્‌ગુરૂ સંતોના ચરણે તન મન ધન જાણે, (૨)
ચિતડું ચિંતામણી ગળતાં મહિમા વખાણે. તેને. ૭
સાચી ભક્તિની શાન્તિ ચેતન મય ધારે, (૨)
જળહળ જ્યોતિમાં રમતાં નિજને વિસારે. તેને. ૮
હરિજન હરિરૂપ છે તો હરિ જેવા રહેતા,
વિનાયક સદ્‌ગુરૂ ચરણે ચેતનમય વહેતા. તેને. ૯

## સ્તવન ૧૨ મું.

### સાક્ષાત્કાર-જીવન્મુક્તાનુભવ.

( મારો વ્હાલો રમતા દીઠોરે—એ રાગ. )

સ્વયં જ્યોતિ હૃદયે નિહાળુંરે; સદ્‌ગુરૂને દરસી,
રોમ રોમે થયું અજવાળુંરે; અવિનાશી પરખી. ટેક
હે વ્હાલા ગુરૂજી—અનંત જન્મોનાં ભાગ્યો ભળીયાં, (૨)
દ્વૈત પાપ સદ્ધાનાં બળીયાંરે. સદ્‌ગુરૂને પામી. ૧
હે વ્હાલા ગુરૂજી—કાયા મન અહંમમ અર્પણ થાતાં,
શિર ભાર ત્રાસ ભય જાતાંરે. સદ્‌ગુરૂ. ૨

હે વ્હાલા ગુરૂજી—બાહ્યાંતર વ્યાપક પ્રભુ વિચારૂં, (૨)
આજ્ઞામય શરણુ સ્વિકારૂંરે. સદ્‌ગુરૂ. ૩
હે વ્હાલા ગુરૂજી—કરવાનું કશું રહ્યું નહિં બાકી, (૨)
મન વાચા કાયા થાકીરે. સદ્‌ગુરૂ. ૪
હે વ્હાલા ગુરૂજી—નિજ વિણુ ક્ષણુસો વર્ષો સમ જાણું, (૨)
ગુરૂ કૃપાએ વ્હાતાં વ્હાણુંરે. સદ્‌ગુરૂ. ૫
હે વ્હાલા ગુરૂજી—અભેદ યોગામૃત પિતાં શાન્તિ (૨)
જળસંગે હીમ તજે ભ્રાન્તિરે. સદ્‌ગુરૂ. ૬
હે વ્હાલા ગુરૂજી—જગ મહત્તા ખડમાં અગ્નિ જાગ્યો, (૨)
યશ માન દેહ મોહ ભાગ્યોરે. સદ્‌ગુરૂ. ૭
હે વ્હાલા ગુરૂજી—હરનિશ પ્રિયપતિ પરમપદ યાચુંરે, (૨)
સેવ્યું મેં સગપણુ સાચુંરે. સદ્‌ગુરૂ. ૮
હે વ્હાલા ગુરૂજી—સ્વાનંદની શાન્તિ તજી ક્યાં જાવું, (૨)
વાણી મન વિલરે સમાવુંરે. સદ્‌ગુરૂ. ૯
હે વ્હાલા ગુરૂજી—નિર્ભય નાથે નિર્ભયતા આપી, (૨)
ભ્રમ મતિભેદ નાખ્યા કાપીરે. સદ્‌ગુરૂ. ૧૦
હે વ્હાલા ગુરૂજી—અમૃત કર હૃદય શિરપર ફરીયો, (૨)
છુટયો દેહ જનિ મૃતિ દરિયોરે. સદ્‌ગુરૂ. ૧૧
હે વ્હાલા ગુરૂજી—રાખો તેમ રહેવું હૃદયે રમવું, (૨)
સતિ મતિને પતિમાં શમવુંરે. સદ્‌ગુરૂ. ૧૨
હે વ્હાલા ગુરૂજી—સ્વામી વિનાયક સ્હેજે મળીયા,
તે ભક્ત પરમપદ રળીયારે. સદ્‌ગુરૂ. ૧૩

---

## સ્તવન ૧૩ મું.

---

### મુમુક્ષુનાં વર્ત્તન-અનુભવ.

( રાગ:—સારંગની દેશી ત્રીતાલ. )

ૐ સદ્‌ગુરૂ દર્શન અવિચલ શાન્તિ પામજો રે. ટેક.
ક્ષણુ એક હૃદયે અહં ન લાવો, મમતાથી મનડું ન ભમાવો;
શ્રૃંગાર કલ્પિત જાણી હેમમય વાસજો રે. ૐ સદ્‌ગુરૂ. ૧

બલ શક્તિ પ્રેરક રવિ દરસી, વ્યાપક હરિ સાક્ષી શિવ પરસી;
પતિના પતિને ચરણે, નિજને સમાવજો રે. ૐ સદ્‌ગુરૂ. ૨
બરફ રામે જળ સરિતા, નિધીમાં-રશ્મિ ચન્દ્રમય અભેદ વિધિમાં;
"આત્માર્પણ" ગુરૂ તદરૂપ જ્યોતિ જગાવજોરે. ૐ સદ્‌ગુરૂ. ૩
દ્વંદ્વ દ્વૈતનો ત્રાસ ટાળતાં, ત્રિપુટી અવિદ્યા દેહ ગાળતાં;
તુર્ય શિખરપર તુર્યાતીત ૐ સાધજો રે. ૐ સદ્‌ગુરૂ. ૪
શરણ શરણ રસ રમતો કરજો, પ્રેમ પ્રસાદ અમિ હૃદ ભરજો;
પ્રિયપતિ પાદે રસબસ, સુરતા ઠરાવજો રે. ૐ સદ્‌ગુરૂ. ૫
સાચો સંબંધ વિયોગ દુઃખ વામે, સાચા પતિમાં સુમતિ વિરામે;
સાચી ઐકયતા સાધી જનિ મૃતિ ટાળજો રે. ૐ સદ્‌ગુરૂ. ૬
જ્યાં લગ દૃષ્ટિ દેહ દેખાડે, ઈષણા ત્યાં લગ ભ્રમકુપ પાડે,
ગુરૂ ગુરૂ સ્મરતાં કૃપાપ્રસાદ સંભારજો રે. ૐ સદ્‌ગુરૂ. ૭
અમૃત કોષ કર લાગે જેને, દુઃખ દરિદ્રતા રહે ન તેને;
કીટ ભ્રમરવત્ તન્મયતા વિચારજો રે, ૐ સદ્‌ગુરૂ. ૮
ૐ જ્યોતિ જળહળ રસરેલે, અવાચ્ય ઉન્મની પ્રભુપદ ખેલે;
મર્યાદા તજી અનુભવ શાન્તિ સાધજોરે. ૐ સદ્‌ગુરૂ. ૯
મરજીવાની પાછી ન પાની, નૌકાપતિ સદ્‌ગુરૂ સુકાની;
બેડાપાર વિનાયક ચરણ વધાવજોરે. ૐ સદ્‌ગુરૂ. ૧૦

---

## સ્તવન ૧૪ મું.

---

### સંત જીવન્મુક્ત યોગીની ઓળખાણ.

(રાગ—આંખ વિના—એ રાગ.)

સંતોની એંધાણીરે, મુકતોની એંધાણીરે.
તપાસી જોજો સાચા સંતોની એંધાણી. ટેક.
અનુભવના શિખરે વસતા, સુરતા સમાધિ ધરતા;
અનન્યતા સરિતા સિંધુ ભરાણીરે. તપાસી જોજો. ૧
નથી જગત જીવ વ્યષ્ટિ, નથી સત્વ ગુણ સમષ્ટિ;
નથી ઇશ-સાક્ષી પતિ પ્રમાણીરે. તપાસી. ૨

નથી દેહ દેહી ધર્મો, નથી દૈવ[1] સંચિત કર્મો;
[2]પુરૂષાર્થે જીવન ગણે ધુળધાણીરે. તપાસી. ૩
અભેદ યોગામૃત ભોગી, પ્રેમરસ ભીના યોગી;
જળહળ સભરે પ્રભુમતિ સમાણીરે. તપાસી. ૪
દ્વંદ્વ પરિતાપ શોષ્યા, હરિજન સ્હેજે સંતોષ્યા;
હૃદયે રેલાવી અમૃત વાણીરે. તપાસી. ૫
સંવિત્નો સાદ સમાયો, ॐ ॐ निज-पर પદ પાયો;
પૂર્ણાનંદ તુર્યાતીત વખાણીરે. તપાસી. ૬
અવિચારે દેહ ભાસે, વિચારથી ચેતન પ્રકાસે;
જ્યોતિ જોઇ મન વાણી શરમાણીરે. તપાસી. ૭
નિરીહં નિર્મમતા વાસી, અભેદ અવિચલ વિલાસી;
પરમાવધિ પરમપદે નિર્વાણીરે. તપાસી. ૮
ભુલ્યા ભવોભવમાં ભટકે, વિષયે પામર સંઘ લટકે;
કચડાયા-પટકાયા દેહ ઘાણીરે. તપાસી. ૯
ધીરા ગ્રહો સંત ચીલો, ગુરૂ કૃપા અનુભવ ઝીલો;
શૂરવિર વિનાયક શરણુ સુકાનીરે. તપાસી. ૧૦

---

## સ્તવન ૧૫ મું.

---

### પ્રભુના ભકતજનનો આનંદ અને સંતોષ.

( રાગઃ—ભકિતના ભોગી જોગી પરમપદે વાસો-એ રાગ. )

સાચા સંતોના સંગે આનંદ ઉભરાયો.
આનંદ ઊભરાયો મારો આનંદ છલકાયો. સાચા ટેક.

---

૧. દૈવ એટલે પ્રારબ્ધ જેના થકી અનેક કર્મો થતાં તે કર્મો નુતન જન્મ આપવાને બળ કરે છે-તે.

૨. પુરૂષાર્થનું ખરૂં સ્વરૂપ ક્રિયમાણુ છે. તેથી કર્ત્તાપણાના બળમાં અહંકારનું બળ જોવાય છે. માટે સાચા અનુભવી સંતો પુરૂષાર્થ શબ્દ વાપરતા નથી.

વિષયોની વાસનાને, જડ મુળથી છેદી ઓધે;
માયા બલ દેહ મોહ તો સ્હેજે વિસરાયો. સાચા. ૧

દ્વંદ્વોનો દોર તુટયો, દેહી મમ બંધ વછુટયો;
ત્રીગુણ કર્મોની જાળનો ભેદ વિખરાયો. સાચા. ૨

કિરણો કિરણોમાં ફરતાં, રવિમય વ્યાપક રૂપ ઠરતાં;
માયી ઇશ્વરનો પાયો અવિચળ દેખાયો. સાચા. ૩

ત્રિપુટી ટોચે શિવ રમતા, સમાધિમાં તુર્ય વિસરતા;
ઘાટીલી **અવ્યકતે** પર (ૐ) જ્યોતિ પરખાયો. સાચા. ૪

કરૂણાકર [૧]પ્રિયપતિ દરસી, યોગામૃત ધારા વરસી;
અભેદ ચરણોમાં લોટે જનિમૃતિ વિસરાયો. સાચા. ૫

[૨]સુરતા બાઇ અનુભવ સાધી, સુલટી [૩]સંપ્રજ્ઞ સમાધિ;
[૪]સંવિત્‌માં આપે સમતાં તુર્યાતીત ૐ પાયો. સાચા. ૬

લાખેણા લ્હાવા લેતાં જળમાં જળરૂપ થઇ વ્હેતાં;
વિયોગનો વન્હિ શિતળ શાન્તિમાં બુઝાયો. સાચા. ૭

સદ્‌ગુરૂ જ્યોતિનો વાસો, શુદ્ધિનો પ્રદેશ ખાસો;
ભટકણ ભય હાર્યો સોઽહં વેષ જો છુપાયો, સાચા. ૮

[૫]બાવનનો બજાર ખાલી. મનડાની ભીડ ટાળી;
વાણીપર નિર્ભય [૬]**ઊન્મની** રસબસ રેલાયો. સાચા. ૯

વિનાયક અલક્ષ યોગી, સ્વતઃસિદ્ધ દરસે પરસે;
સાક્ષાત્કાર થાતાં કીડો ભ્રમર સમજાયો. સાચા. ૧૦

---

૧. प्रियाणांन्त्वा प्रियपतिं हवा महे. એમ શ્રુતિ સદ્‌બોધે છે.

૨. અવ્યક્ત બુદ્ધિની દ્દષ્ટિ. ૩ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત સમાધિનાં નામ છે. તેના અર્થ અને કાર્ય સિદ્ધિ પ્રાપ્તિ યોગી જન દ્વારાએ પ્રાપ્ત કરવી. ૪ સંવિત્ એટલે અધિષ્ઠાન જેને વેદ શાસ્ત્રમાં સ્વસંવેદ્ય જાણવાયોગ સ્વરૂપ પરમાત્મા. ૫ છત્રીસ વ્યંજન અને સોળ સ્વર મળી બાવન અક્ષર. ૬ ઉન્મનીએ તુર્યાતીત અવસ્થા છે.

## સ્તવન ૧૬ મું.

## પ્રેમ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ.

---

( અવિનાશી હંસે—એ રાહ. )

મરજીવા ભક્તો-પ્રેમનો અનુભવ કેવો કહીએ;
મુંગા સાકર ખાઇ વાણીહિન રહીએરે. મરજીવા. ટેક.
સાખી—શૂર હૃદય બલને ખમે ઘાયલ ખમતા ઘાવ
પ્રેમ પીડ પ્રેમી ખમે, જેને ગુરૂપદ પ્રભુરૂપ ભાવ
સુરતાના લક્ષ્યે પ્રભુમાં વહીએરે. મરજીવા ૧
સાખી—અલક્ષ્ય જ્યોતિ વિકાશમાં અન્ય શુન્ય સમભાન,
અનુભવ પ્રેમ પ્રકટ થતાં સભર ભક્તિમય જ્ઞાન.
પ્રેમાર્ણવ સ્નાને દ્વૈત ભ્રમ હરીયેરે. મરજીવા. ૨
સાખી—પ્રેમગતિ સરિતા તણી ઉદધિમાં આતુર,
રોમ રોમ રસભર રમે અર્ણવ રૂપ ભરપુર.
અભેદની ગતિએ યોગ સજી લઇએ રે. મરજીવા. ૩
સાખી—પ્રેમ ભાવની જ્યોતિમાં હૃદય પદ્મ ખુલ જાય,
અંતર ગત આનંદમાં વાણી મન ગુમ થાય;
કોને ? ? કોણ ? ? કયાં ? ? કહેવાને જઇએ રે. મરજીવા. ૪
સાખી—પ્રેમ રસામૃત ઝીલતી જલ જીવનનો ભાવ,
જીવન તજતી માછલી જળનો પડે અભાવ,
ક્ષણ પણ ભિન્ન ભેદ ન હૃદયે સહીએ રે. મરજીવા. ૫
સાખી—ચકોર તજે ના ચાતુરી રશ્મિપતિનું લક્ષ્ય,
હંસ મુક્તારસ તૃપ્ત છે, તજે બગમીનનું ભક્ષ્ય;
પરમપદ દૂર ન ગુરૂ ગુણ ગાઇએરે. મરજીવા. ૬
સાખી—કીટ કોટિ અવતારમાં આવે મધુકરયોગ,
ડંસ સહન સંગ સેવતાં સ્વયં ભ્રમર સંજોગ;
સાક્ષાત્ વિનાયક તદરૂપ વહીએરે. મરજીવા. ૭

---

## સ્તવન ૧૭ મુ.

---

### ભકત જનોને જાગૃતી દાતા સદ્બોધ.

( બાણાવલી સમ બળીયા રે—એ રાહ. )

સાચે શુરવિર ધીર ઘુમોરે, ધરી સત્ય કરે તલવાર.
હૃદ બલથી રણે ઝઝુમોરે, ગુરૂ કૃપા વિજય થાનાર ટેક.
પરાધિન બની પેટજ ભરતો, દુ:ખને સુખ માની વિચરતો,
શત્રુ પદ ગુલામી ધરતો, નિજ અવિચલતાને હરતોરે,
અમૃત જીવન ખોનાર. સાચે. ૧
બની કાયર બોલે વાણી, જોડાયો કર્મની ઘાણી,
રજતમ કરતા ધુળધાણી, ના રહી જાગૃત એંધાણીરે,
પડયો જનિમૃતિ ગર્ત્ત કુઠાર. સાચે. ૨
સન્નિપાતે ધુળ આળોટે, દ્વૈત દ્વંદ્વ મલિનતા લોટે,
જાય આવે ભરતી ઓટે; દુર્મતિ ચઢયો પથ ખોટેરે,
હજુ ચેત શાને થતો ખુવાર. સાચે. ૩
હાથે કરી ખોઇ છે બાજી, તજી સ્વગૃહ બનીયો પાજી,
સદ્વિદ્યા જનની લાજી, લાગ આવ્યો સત્તા કરતાજીરે,
તારે શિર સદ્ગુરૂ સરદાર. સાચે. ૪
નિર્બલ છુટશે હથિયારો, પછી કેમ કરી આવે આરો,
ચોરાશીમાં એકજ વારો, તરવો છે ઊદધિ ખારોરે;
હજુ જાગ !!! જાગ !!! એકવાર. સાચે ૫.
હિત શત્રુ ઘરમાં ઘાલ્યા, દશ દ્વાર મેહેલમાં મ્હાલ્યા;
પડી પરવશ દીનનિજ ગાળ્યા, નિજ હિતકર્ત્તા નહિ ભાળ્યારે;
વહ્યાં નિર પાછાં નવ ચડનાર. સાચે ૬
નારી સુત બ્હારે ન આવે, આપ જાગો આપ છોડાવે,
મન બંધન મુકિત મીલાવે, વિનાયક પ્રભુ પરસાવેરે;
તન ગુલામીને તજનાર. સાચે ૭

---

## સ્તવન ૧૮ મું.

---

### ભકતજનોને જાગૃતી વૈરાગ્યનો સદ્‌બોધ.

( રાગ—ઉપરનો. )

સાચે શુરવીર ધીર ધુમોરે, ધરી **સત્ય** કરે તલવાર;
હૃદ બલથી રણે ઝઝુમોરે, ગુરૂ કૃપા વિજય થાનાર. એ ટેક.
બાહ્યાંતર વેરી પથરાયા, મનરજ રજકણમાં છાયા;
અંધ નેત્રે અતિ ગુંગળાયા, પ્રભુ છતાં ન પ્રભુ દરસાયારે.
આવ્યે અવસર બન્યા ગુમાર. સાચે. ૧
**પસ્તાવો** પાપ બળ તોડે, **શરણું** બંધન ભ્રમ છોડે;
પ્રભુ સેનાપતિ થઇ દોડે, બનો સ્વયંસેવક બની ઘોડેરે,
રણનાદ હૃદય ખમનાર. સાચે. ૨
**શિળ** કવચ શુદ્ધ ધરી ધાતાં, **વૈદ્ય ગુરુ**, વચને સ્થિર થાતાં;
**કામાસુર** બલ વિખરાતાં, **ધ્વનિ** વિજય હૃદય પરખાતાંરે.
**શુર** સરળ **પાદ** ચઢનાર. સાચે. ૩
**ક્રોધાસુર** શરણે આવે, **ક્ષમા** ધનુષ્ય બાણ કર સ્હાવે;
તીર ભિંતર મર્મ વ્હેવરાવે, જ્યોતિ પ્રકાશ ઊર પ્રસરાવેરે.
**અનુભવનાં** દ્વાર ખુલનાર. સાચો ૪
**મોહાસુર** ગતિ ભંગ **થાતો, જ્ઞાનાંકુશ** શસ્ત્રે શરમાતો;
**તોષ** તોપ નાદે લજવાતો, **અવિનાશી** ચર્ણ બળવ્હાતોરે.
થાય ત્રિપુટીનો એક તાર. સાચે. ૫
**ગુરુગમ** સુગમે સ્થિર થાવા, હિત શત્રુ બળ વિખરાવા;
દ્વૈત દ્વંદ્વ તાપ ટળી:જાવા, પ્રેમ ભક્તિ વિલાસ સજાવારે.
શૂર **તુર્ય** પદે શમનાર. સાચે. ૬
મૂળ **રણસ્થંભે** જઇ લાગે; બળ જોઇ **અહંકારાસુર** ભાગે,
**સ્વયંપ્રકાશ પ્રિયપતિ** જાગે, જ્યાં અનહદ ડંકો વાગેરે.
રૂડો વિજય વિજય હોનાર. સાચે. ૭

જતી જ્યોતિ જ્યોત સમાઇ, મળ્યું અભેદ અભય પરખાઇ;
स्वयं પરમ શાંતિ સમજાઇ, विनायक ગુરૂપદ પાઈરે.
हस्तामलके ખેલનાર. સાચે. ૮

## સ્તવન ૧૯ મું.

### જીવન્મુકતાનુભવ.

(રાગ—ધનાશ્રી-ની દેશી.)

પરમપદ પરમેશ્વર રૂપ સંત,
सत्यं ज्ञान स्वरुप अनंत. પરમપદ ટેક.

સ્વયં જ્યોતિ ભવતારક સ્વામી; અનુભવ દાતાપદ નિષ્કામી;
જ્યાં જીવ-ઇશ-માયા લય પામી, દરસે જનીમૃતિ અંત. પરમપદ ૧
મોહ ધ્વાન્તહર જ્ઞાન પ્રકાશી, કલ્પતરૂ દરસન સુખરાશી;
નૌકાધર સ્વસ્વરૂપ નિવાસી, અતીત કરૂણાવંત. પરમપદ. ૨
અનુગ્રહ કર ભકતોના બેલી, યોગામૃત પાતા કરી હેલી;
વૃત્તિ તન્મય રસબસ રેલી, કૃપા મતિ વિકસંત. પરમપદ. ૩
તૃપીત ભેદુ રસ પીયે પીવરાવે, શિતળ गंगं જ્ઞાને ન્હવરાવે;
મનવાણી पति પદ બ્હેવરાવે, ॐ ॐ શાન્તિ વસંત. પરમપદ. ૪
ब्रह्मवेद ब्रह्मैव શ્રુતિથી, અભેદ સુખ આનંદ તૃપ્તિથી;
કર્મ જાળ હર अहं દુર્મતિથી. योगी ધ્યાન ધરંત. પરમપદ. ૫
દેહ છતાં દેહાતીત યોગી, वाणीमनातीत સ્વયંનિરોગી;
વિધિનિષેધહીન છતાં ઉદ્યોગી, ધરણી તલ વિચરંત. પરમપદ. ૬
ચરણ શરણમાં मुक्ति દાસી, કામધેનુ ગંગા ને કાશી;
योगी विनायक નિજ અવિનાશી पुरुष प्रकृति पर संत. પરમપદ ૭

## સ્તવન ૨૦ મું.

### પ્રેમ ભક્તિમય જીવન્મુક્ત સ્થિતિનો અનુભવ.

( રાગ—ધનાશ્રીની-દેશી. )

અલૌકીક પ્રેમ ભક્તિ રસ પાન,
સુમુક્ષુ હૃદયે પ્રભુ સન્માન. અલૌકિક ટેક.
મન તન મોહ રસે ઉભરાતી, વિષય વાસના વૃદ્ધિ થાતી;
બગ દૃષ્ટિ દર્શન મીન ખાતી, ન હોય પ્રેમ પીછાન. અલૌકીક. ૧
ઇન્દ્ર ચન્દ્ર વિધિ હરિહર દેશે, કર્મ, ગુણ, ઇશ, માયા વેષે;
પ્રેમ ન દૃશ્યાદૃશ્ય પ્રવેશે, વિવર્ત્તનું તોફાન. અલૌકીક. ૨
જ્યાં ન વિકલ્પ અહંમય વૃત્તિ, પ્રેમ ભક્તિ રસનાદ ગર્જતી;
પ્રવૃત્તિ યોગે સુમતિ નિવૃત્તિ, ૐ પદ રમે સુજાન. અલૌકીક. ૩
રસપાને કોઇ અનુભવી શૂરા, રસ રંગ રેલે શબ્દ મધુરા.
ભ્રમર ગેબ મસ્તિ ભરપુરા, ચતુર તણું એ નિશાન. અલૌકીક. ૪
દૂર રવિમય કિરણો દરશી, પ્રેમ ધ્યાનમાં પદ્મ રહે પરસી;
ભક્ત હૃદય રસ ધારા વરસી, ખીલે સ્વરૂપ સંધાન. અલૌકીક. ૫
કુમુદિની રહે ધરણી જળમાં, શશિનભ પ્રેમ પ્રવાહ વિપલમાં;
રસમય ખીલે અકલિત કળમાં, નિજ પ્રિયપતિને ભાન. અલૌકીક. ૬
જળ મીન જીવન જળમાં વાસે, જળ પ્રવાહ જળ પ્રેમ વિલાસે;
જળ તજી મેડક મૃતિકાંનિવાસે, તજે મીન જળ વિણ પ્રાણ. અલૌકીક. ૭
રસમય વિનય પ્રવાહી સરિતા, ૐ પ્રિયપતિપદ શમવા ત્વરિતા;
દેહ નામ રૂપ ભ્રમ ભય હરિતા, અભેદ પ્રેમ ગુલતાન. અલૌકીક. ૮
પ્રેમ જીવન પ્રભુ સદ્ગુરૂ ભાને, સેવ્ય સેવક યોગામૃત પાને;
યોગી વિનાયક દૃશ્ય બેભાને, બ્રહ્મભૂયમય શાન. અલૌકીક. ૯

## સ્તવન ૨૧ મું.

### પ્રભુ સ્તુતિ સાથે યાવત્ પ્રક્રિયાની સમજણ.

( રાગ-સારંગની દેશી. )

હે નાથ!!! અભેદે અમૃત રસ રેલાવજોરે. ટેક.
દ્વૈત વિનાશક અદ્વૈત ગતિ છે, અદ્વૈત વિલયે દ્વૈતમતિ છે.

ઉભય **ધ્વાન્ત** પર અભેદ પ્રકાશ પ્રકટાવજોરે. હે નાથ. ૧
જ્ઞાન વિરોધી અજ્ઞાન વાસે, અજ્ઞાન વિરોધી જ્ઞાન વિકાસે;
બુદ્ધિ વિષય છોડાવી પરમપદ ઠારજોરે. હે નાથ ૨
વ્યષ્ટિ સમષ્ટિ ત્રિપાદ **જીવ** છે, ત્રિપાદલય પરતુર્ય **શિવ** છે;
ત્રેણુ ચાર ૐ તુર્યાતીત સમજાવજોરે. હે નાથ ૩
**अउम** ત્રિમાત્રા પદ ગુણમય છે. **અમાત્ર** શિવ શુદ્ધસત્વામય છે.
અવાઙ્મનસા ગોચર સ્થિતિ સમજાવજોરે. હે નાથ ૪
જીવ, ઇશ્વર,માયા ભ્રમ તજીને તુર્યાશ્રમમાં ૐ ૐ ભજીને
ઉપાસ્યમય સ્વસ્વરૂપ પ્રેમ પ્રકટાવજોરે. હે નાથ ૫
**अहं** મમ બંધ ત્રિદેહ યુક્ત છે, અહંમમ લય તુર્યા તે **મુક્ત** છે.
ઉભય અભેદે **બ્રહ્મ** નિધિમાં ડુબાવજોરે. હે નાથ ૬
**बहु** પદ **जीव एक इश** માં લાવી **એકને** સંખ્યાતીતમાં સમાવી;
**अनंत** અપાર અગમ અવિનાશી જગાવજોરે. હે નાથ. ૭
વાણી-મનમાં-મન બુદ્ધિમાં-બુદ્ધિ સાક્ષીને સાક્ષી પૂરણમાં,
પૂર્ણ અનુભવ **શાન્તિ સદન** દિપાવજોરે. હે નાથ. ૮
ચાર દેહ **દેહી क्षर** જાણો **अक्षर** ૐ ઉપાસ્ય પ્રમાણો,
ક્ષર-અક્ષર ને અક્ષરાતીતમાં મીલાવજોરે. હે નાથ ૯
જ્ઞાતા જ્ઞાન પ્રકૃતિ અંતર, **વિજ્ઞેય**સાક્ષી પુરૂષ આભ્યંતર
**प्रकृति पुरुष** પર ૐ **प्रियपति** ઓળખાવજોરે. હે નાથ. ૧૦
**પ્ર**કૃતિ પુરૂષના પર અધિષ્ઠાને, સત્યં જ્ઞાન મનંત **ब्रह्म** ભાને,
**અધ્યસ્ત** જીવ-ઇશ મિથ્યાભાવ ભુલાવશોરે. હે નાથ. ૧૧
સર**સ** સભ**ર** નિર્ભય આનંદે. અનુભવ લક્ષ્યાતીત સ્વાનંદે,
યોગી **વિનાયકે** શબ્દાતીત ૐ સધાવજોરે. હે નાથ. ૧૨

---

## સ્તવન ૨૨ મું.

### પરમેશ્વર ચરણમાં રમવાનો પ્રેમ.

(રાગ—આશાવરી ત્રીતાલ.)

મારે જુઠા જગને શું ગાવું ? ?
ૐ સદ્ગુરૂ શરણે સમાવું. મારે. ટેક.

દેહ દુર્ગંધી કોતર મળ તજી, જ્ઞાન ગંગમાં ન્હાવું;
સુખ સાગર પ્રિયપતિ પ્રેમામૃત પીને શાન્તિ સજાવું. મારે. ૧

કાયાગાર રજોતમ ગતીએ, જન્મ મર્ણમાં જાવું;
સંત સંગમાં [1]અસંગ બનતાં યોગરસે છલકાવું. મારે. ૨

કલેશ તાપ સંતાપ દ્વંદ્વની દ્વૈત ગલીમાં ગુંગળાવું,
ધન સુત નારી ભેદ ભવાબ્ધિ તજતાં અભેદ થાવું. મારે. ૩

જીવ-ઇશ્વરના ચતુષ્પાદમાં બાહ્યાંતર ધુંધવાવું,
પૂર્ણ બ્રહ્મ સદ્ગુરૂ પરમાત્મા, ૐ ૐ ૐ ૐ ગાવું. મારે. ૪

જન્મ દેખતાં હર્ષિત બનવું મર્ણ રૂદન ભરમાવું,
સુખ દુઃખ અહંમમ ક્ષાર સિંધુમાં સુખ સ્વપ્ને ન મનાવું. મારે. ૫

ભલે ભોટીલાં હિયે ગોટીલાં [2]સુષુપ્તિમાં ગુમ થાવું,
ભલે [3]વાસના પુનઃ પુનઃ હો મિથ્યા દશ્યે શરમાવું. મારે. ૬

[4]શાસ્ત્રી પંડિત ત્યાગી વૈરાગી ભોગી રોગી કવિ થાવું,
દેહ માયાના બંધે ડુબતાં સ્વયં પ્રકાસે ઝુકાવું. મારે. ૭

નિજ સ્વરૂપ એ સૌથી નોંખું પરમાં લય સો થાવું,
પૂર્ણ જ્યોતિમાં અભેદ રમતાં આનંદમાં ઊભરાવું મારે. ૮

શું કહેવું ? ? સાંભળવું શું છે ? ? લવરી વાણીએ વ્હાવું,
યોગી વિનાયક સ્વયં યોગરસ પીવું અને પીવરાવું. મારે. ૯

---

૧ અસંગ શસ્ત્રેણ દૃઢેન છિત્વા અસંગ શસ્ત્ર વડે આ જગત રૂપી ઝાડને કાપી નાંખવું.

૨ રોજની ઘોર નિંદ્રા વખતે મરણતુલ્ય થવું.

૩ ધનની તનની અને મનની અનેક પ્રકારના ભોગોની દુરાશાઓ.

૪ ભલે શાસ્ત્રી બનો કે પંડિત કે સંસારમાં ત્યાગી વૈરાગી બનો, ભલે ભોગી રોગી હો, વળી ભલે અલંકાર ઝડઝમકવાળાં કાવ્યો લખનાર કવિ હોય પણ જ્યાં સુધી પોતાના પરમાત્માને ઓળખ્યો નથી હોતો ત્યાં સુધી તે પણ બંધનમાંજ છે. તેથી સ્વયં પ્રકાશે ઝુકાવું જોઇએ.

## સ્તવન ૨૩ મું.

### મુમુક્ષુ ભક્તરાજના વર્તનનો નિશ્ચય.

(રાગ-આશાવરી ત્રીતાલ.)

[1]સુરતા-પ્રિયપતિ શરણે રહેજે.
સરિતા સમ રસસિંધુ અભેદે સુગમ ચરણ ગૃહી વ્હેજે. સુરતા. ટેક.
દેહ જોવાતાં અનેક દેહના, જન્મ મૃત્યુ દુઃખ સ્હેજે;
અંતર દૃષ્ટિએ ચેતન નીરખી, ભવસિંધુ તરી લેજે. સુરતા. ૧
અહં ઊત્થાન ચગડોળ તજીને, મન બ્રહ્માર્પણ કહેજે;
મમતા ભેદના દ્વંદ્વ કિચડથી, અલગ શુદ્ધ પદ ગૃહેજે. સુરતા. ૨
જીવ ત્રિધામો તજી તુર્યમાં, સાક્ષી બની ખેલ જોજે;
દેહ ભોગ તજી યોગ આત્મમય તુર્યાતીત ગતિ લેજે. સુરતા. ૩
ૐકાર અમૃત રસના ઝરણે, પૂર્ણ શાન્તિમાં વ્હેજે;
યોગી વિનાયક સ્વપર પરાત્પર, વાણી લય જવા દેજે. સુરતા. ૪

---

૧ સુરતા એટલે પરમાત્માનું ધ્યાન કરનારી નિશ્ચયાત્મક બુદ્ધિ-તેથી પરે માત્ર પરબ્રહ્મ પરમાત્માજ છે. તે પરમાત્માના નજીકનાં આ બુદ્ધિ अव्यक्त નામ ધારણ કરેલી શાસ્ત્ર વચનથી ઓળખાય છે. આ પરમેશ્વરજ અધિષ્ઠાન રૂપ એટલે તેજ તેનો પ્રિયપતિ ૐકારનાથ છે તે અવ્યક્ત બુદ્ધિ તેજ સુરતા સ્વરૂપે ધ્યાન કરવા યોગ્ય છે. જ્યારે તે જગત રચના કારણમાં ગણાય ત્યારે તેનું નામ महत्तत्त्व અથવા शुद्धसत्वा એમ કહેવાય છે. પોતાના વિદ્યા સ્વરૂપે समष्टि જગતમાં ત્રણ રૂપથી ત્રણ ગુણથી, ત્રણ અવસ્થાથી ત્રણ કાળથી અને ત્રણ દેહથી ત્રીદેવાદિકને સૃજે છે અને પોતાના अविद्या એવા નામથી व्यष्टि જગતમાં પણ ત્રણ રૂપ-ગુણ, અવસ્થા, કાળ અને દેહથી ત્રણ જીવાત્માઓ સૃજે છે. સમષ્ટિના ત્રણ દેવો બ્રહ્મા, વિષ્ણુ રૂદ્ર નામથી અને તેનાં શાસ્ત્રીય નામો विश्वानर, हिरण्यगर्भ અને अव्याकृत એવાં છે. ત્યારે વ્યષ્ટિના ત્રણ જીવાત્માઓ કે જેનાં શાસ્ત્રીય નામો विश्व तैजस અને प्राज्ञ એવા નામથી પામર-વિષયી અને અધિકારી છે. સૌથી શ્રેષ્ટ અધિકારી છે. તેમના ત્રિપાદો શાસ્ત્રમાં असत्पाद-सत्पाद અને समपाद છે. આ સર્વથી પરે કેવળ શુદ્ધ આ સુરતા છે.

## સ્તવન ૨૪ મું.

---

### જીવન્મુક્તાનુભવ મેળવનાર સુરતાને ઉપદેશ.

( રાગ—આશાવરી ત્રીતાલ. )

સુરતા પ્રિયપતિ શાન્તિ સ્થાન.
સદ્‌ગુરૂ ભક્તિ પૂર્ણ પદાતીત, યોગી યોગમય ધ્યાન. સુરતા. ટેક.
અભેદ ગુપ્તતા પ્રેમ વાદ્યની ધ્વનિ શ્રવણમાં[1] ધ્યાન,
વાણીમન લય પ્રભુની પ્રભુતા કિર્ત્તન શરણે ભાન. સુરતા. ૧

---

૧. ભક્તિના નવ પ્રકારની અભેદ રચના સુરતા એટલે નિશ્ચયાત્મક બુદ્ધિના સ્વભાવમાંજ છે. પરમાત્માજ સદ્‌ગુરૂ બોધક સંત સ્વરૂપે સાક્ષાત્ સેવા લેવા પધારે તેમના પ્રત્યેના અખંડ પ્રેમ ભાવના પોતાના ગુણગાનથી જે રસમય ધ્વની ઉત્પન્ન થાય તેજ શ્રવણભક્તિ છે. વાણી મનના લય સમયમાં પ્રભુની પ્રભુતા જે બુદ્ધિમાં પ્રગટ થાય છે, તેજ પોતાના શરણના ભાનમાં કિર્ત્તનભક્તિ છે. તદરૂપાકાર ભાવે સ્વસંવેદ્ય-એટલે પોતાના સ્વરૂપે જાણવા યોગ્ય અધિષ્ઠાન-ઉપાસ્ય ૐકાર-નાથ સ્વરૂપ શ્રીમહાગણપતિ રૂપ રસ પીતાં સદાએ પોતાના પતિ સ્વરૂપમાંજ સ્મર્ણભક્તિ છે. સુરતાની નિવૃત્તિથી એક લક્ષતા રૂપ સુકાનની પ્રાપ્તિમાં પાદસેવનભક્તિ છે "છે" એવા નિશ્ચયથી ત્રિકાલ રહિત પરમાત્માનાં ત્રીકાલમાં એક સરખાં ગાનતાન થાય. તેજ અર્ચનભક્તિ છે. અનેક પ્રકારના જીવાત્માઓ ઇશ્વર અને માયાની ભેદ રચનાના અનેક દ્રશ્યોએ તેના પાદ કમલમાં ભેદના અભાન રૂપે તેજ વંદનભક્તિ છે. પરમાત્મા પ્રત્યે આજ્ઞાધારક સ્વભાવથી સદ્‌ગુરૂની આજ્ઞાધારક સતશિષ્યની યોગ્યતાએ તેવા સતશિષ્યને જે આનંદનો ઉભરો આવે તે નિશ્ચયાત્મક બુદ્ધિ રૂપ સુરતામાં દાસ ભાવનાથી માલીકની અભેદતાનાં દર્શન કરે તેજ દાસભક્તિ છે. આ દાસભક્તિ તે ઉપરની પાંચ ભક્તિમાં શ્રેષ્ટ ગણાય છે. તેથી પણ શ્રેષ્ટ જે બુદ્ધિના નિશ્ચયમાં દ્વૈત કે અદ્વૈતનો ભાવપ્રવાહ અત્યંત ઘોષ સાથે વહેતો હોય, તે પણ ગુરૂ કરૂણા રૂપે એકદમ વહેતો શાન્ત સમજાય. અર્થાત્ એમ થાય કે પરમાત્મા સદ્‌ગુરૂ ૐકારનાથ પ્રભુ કે જે દ્વૈત કે અદ્વૈત સંબંધમાં છેજ નહિં એવા કૈવલ્ય સ્વરૂપમાં તેનો ઘોષ એટલે ઉચ્ચાર પણ નથી. એવા અસ્ખલિત નિશ્ચયમાં ઐકયતાનો અનુભવ જોવાય, તેજ સખાભક્તિ છે. આથી પણ શ્રેષ્ટ અથવા સર્વથી પણ શ્રેષ્ટ એવી

તન્મય **સ્વસંવેદ્ય** રસ પીતાં **સ્મર્ણ** જ્ઞાનાતીત જ્ઞાન,
પરમ **પાદસેવનની** રચના **નિવૃત્તિ** પર **સુકાન**. સુરતા. ૨
અસ્તિ ત્રિકાલાતીતનાં **અર્ચન** ત્રિકાલ ગાન અને તાન.
ચરણ સરોજે ભેદ અભાને **વંદન** શબ્દનું દાન. સુરતા. ૩
આજ્ઞા ધારક આનંદ ઉભરે **દાસ્ય** સમાવે ઉત્થાન,
દ્વૈતાદ્વૈત પ્રવાહ દોષ તજી અન્ય ન **સખ્ય** સમાન. સુરતા. ૪
યોગ રસામૃત રસબસ [૧]રેલે **આત્મનિવેદન** ભાન,
શબ્દાતીત ૐ **બ્રહ્મભૂય** પ્રેમે યોગી વિનાયક શાન. સુરતા. ૫

---

## સ્તવન ૨૫ મું.

---

### દગાખોર મિત્ર તરફનો વૈરાગ્ય.

( ભક્તિના ભોગી જોગી—એ રાહ. )

દગાખોર [૧]**સાથી**—આખર દગો દેઇ ચાલ્યો,
દગો દેઇ ચાલ્યો-અંતે યોની યોની મ્હાલ્યો. દગાખોર. ટેક
સાથી તારે ખાતર મેં તો-બાંધ્યા માટીના મેહેલો,
મહેલો તજી વગડે વસીયો રાખ થયો વ્હેલો. દગાખોર. ૧

---

પ્રેમભક્તિરૂપ **આત્મ નિવેદનતા** ભક્તિ છે. તે એવી રીતે સમજવાની કે જીવ અને બ્રહ્મનો અભેદ ભાવનો યોગ તે જેના હૃદયમાં રસ બસ વહી રહ્યો હોય કે જીવત્વ જોવાયજ નહિં. અને જીવત્વ જોવાય નહિં તો દેહ કેમજ જોવાય ? ? એવા **શબ્દાતીત** પરબ્રહ્મમાં **આત્મ નિવેદન** ભક્તિ અથવા **પ્રિયભક્તિ** સ્વતઃસિદ્ધ બ્રહ્મભૂય સ્વરૂપ છે.

૧. સાથી એટલે સંગાથી. આ જીવાત્માને આ નરનારી દેહ પ્રાપ્ત થયો છે. તેમાં પણ સનાતન વૈદિક ધર્મની મર્યાદાએ બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય દેહ મળ્યો છે. તે ઉત્તમ પ્રકાર છે. તે મિત્ર છતાં મિત્રની ગરજ સારતો નથી. આખી જીંદગીમાં પરમાત્માનું ભજન ન કરવા દેતાં હવે મરણ પથારીએ પડયો છે. તેને જોઇને જીવાત્મા તે દગાખોર સાથીને ઠપકો આપે છે. ચાતુર્વર્ણ્યને પરમેશ્વરની ભક્તિ કરવાનો બાધ નથી.

સાથી તને રાજી જોવા-ધર્મ ત્યાગ કીધોરે,
અભક્ષ્ય ને અપેય કર્મે ઉલટ પંથ લીધો. દગાખોર. ૨
સાથી તારી મમતા રાખી-અહં અસુર પાળ્યોરે,
સત્ય ભાન ભુલી વિષયે દીન નીશ ગાળ્યો. દગાખોર. ૩
કરવાનું તજીને સાથી-કદિ ન કરવાનું કીધું,
ઈષણાના દંભ પ્રપંચે સુખ માની લીધું. દગાખોર. ૪
અંધારે ઘાલી સાથી-વિશ્વાસે વાહ્યોરે,
સુષુપ્તિને સ્વપ્ન અવિદ્યા પાપ પંથે ધાયો. દગાખોર. ૫
સગાં ને સંબંધી **સાથી**-તારાં મારાં માનુરે,
રજ તમના ઘોર વિચારે દોર્યો નથી છાનું. દગાખોર. ૬
તૃષ્ણા લોભ સંગે થાતી-પુણ્યમતિ કાઢીરે,
કર નહિં ધોવાયા કાળા ઉદારતા નાઠી. દગાખોર. ૭
જુઠા જગ માગે કિર્તિ-કુતરાં ભસાવ્યાંરે,
અમૃતમય બીજો લઇને ક્ષાર ભૂમિ વાવ્યાં. દગાખોર. ૮
સંત ગુરૂ નિંદક બનતાં-હિતકર છોડાવ્યોરે,
પ્રભુજીના ચરણ શરણના યોગને તજાવ્યો. દગાખોર. ૯
ચસમે ઢબ મોહે ઘેર્યો-ચોરાસીનો મારગ હેર્યો,
દુર્ગંધી વાસ વાસના પાપે ભટકાવ્યો. દગાખોર. ૧૦
વાણી દ્વૈત ભુતે ભોગી-પાતિ પદથી વિમુખ વિયોગી,
મન ચિત્ત ચગડોળે તારો સંગ કુસંગ લાગ્યો. દગાખોર. ૧૧
સોડ તાણી સુતો સાથી-હજુ છે જો એકજ આરો,
વિનાયક બાંહ્ય ગ્રહે તો તારો મારો છુટકારો. દગાખોર. ૧૨

---

## સ્તવન ૨૬ મું.

---

### આત્મા પરમાત્માની અભેદતા સેવવા માટે.

( રાગ—આંખ વિના અંધારૂ રે-એ રાહ. )

મંદિરિયે અજવાળું રે, તારી દેરડીયે અજવાળું રે;
હંસા તારે મંદિરિયે જોજે અજવાળું. ટેક.

[1]**વારી મૃતિકામય જોઈ વારીની દષ્ટિ ખોઇ (૨);**
**અઘોર અંધારે શું સુખ ભાળુંરે.** હંસા તારે. ૧
[2]ઊદયાચળ શિખરે રહેવા, અનુભવના લક્ષ્યે વ્હેવા;
ગુરૂ કૃપા ચરણુ શરણુ રઢીયાળુંરે. હંસા તારે. ૨
તન મન ત્રિધામ[3] વાસે, **તમસ** ઘોર રૂપ વિલાસે;
દેહ ધરા ધન મોહાંધે નિહાળુંરે. હંસા તારે. ૩
**રાજસ**ના વિષયે રાચી, ઇષણાત્રય વૃતિ નાચી;
ડુબતી સ્વપ્ને નિજ નૌકા ભાળુંરે. હંસા તારે. ૪
સત્વે સત્કર્મ સુષુપ્તિ, આભાસે પ્રકાશ યુક્તિ;
[4]બ્રહ્માર્પણુ ખુલે સુમતિ તાળુંરે. હંસા તારે. ૫
[5]આસુરી સંગ વછુટે, મલની અહંમમતા તુટે;
ફુટે અવિદ્યા ઘટ તોજ ઊજાળુંરે. હંસા તારે. ૬
ઊધી [6]ત્રિપુટીની દૃષ્ટિ, જોવાતાં દેહ અને સૃષ્ટિ;
તજતાં [7]દિવ્યનેત્રો તિમિર કાળુંરે. હંસા તારે. ૭

---

૧ વારી એટલે પાણી.

૨ જે ઊંચા સ્થાનેથી સૂર્યનાં ઊગતાંજ દર્શન થાય તેજ ઊદયાચલનું શિખર છે. તેમ મનુષ્યાવતારમાં બ્રાહ્મણનું શરીર તે ઊદયાચલનું શિખરજ છે. ત્યાંથી તુરત બ્રહ્મવિદ્યા જ્ઞાન વડે પ્રભુનાં દર્શન થાય છે.

૩ ત્રણુ ધામ એટલે ત્રીપાદ ( અસત્પાદ–સતપાદ, અને સમપાદ ) અથવા નકશામાં બતાવેલી ત્રિપુટીઓનો સમૂહ જેવાં કે ત્રીગુણુ, ત્રીદેહ, ત્રીઅવસ્થા, ત્રીકાળ વિગેરે.

૪ રજો ગુણુ તમો ગુણુ ત્યાગ પછી સત્વગુણુથી કરેલાં સત્કર્મો–દાનપુણ્યવ્રત–ગુરૂસેવા–ગુરૂભક્તિ આદી શરીરથી થતાં અન્યકર્મો તે પરમેશ્વરાર્પણુ થઇ શકે છે. કેમકે દેહાભિમાન રહિત શુદ્ધ કર્મ છે તેજ બ્રહ્માર્પણુ કહેવાય છે.

૫ રજોગુણુ તમોગુણુનાં કર્મો.

૬ પાછળ બતાવેલી અનંત ત્રીપુટીઓનો દેખાતો ભોગ્યમય દેહ.

૭ દિવ્યનેત્રો એટલે જ્ઞાનનેત્રો–જ્ઞાનનેત્રથી સર્વત્ર વ્યાપક સર્વમય આત્મા જોવાતાં રાગદ્વેષ શત્રુમિત્ર ભાવરૂપ દ્વંદ્વનો વિનાશ થાય છે ત્યારે દિવ્યનેત્રો કહેવાય છે.

[1]ભોગ ભોગ્ય રચનારોગી, ભ્રમણા વિહારી ભોગી.
ન્યારો શિવ યોગી નામ રૂપાળું રે. હંસા તારે. ૮
[2]સજાતી સજાતી સંગી, વિજાતીથી સદા અસંગી;
ત્રિપુટી સીન જોયું છે ભુલવાળું રે. હંસા તારે. ૯
[3]બાહેર જગ દેહજ દેખે, અંતર ઇષ્ટ ગુરૂને પેખે;
[4]અભેદ જ્યોત રસબસ ઓવાળું રે. હંસા તારે ૧૦
પ્રેમધારા જીવન ભળતી, બુદ્ધિ પ્રિયપતિમાં ગળતી;
વાણી મન સ્વરૂપ શાન્તિ વાળું રે. હંસા તારે. ૧૧
કોણ કહે ? ? સુણે શું તે ? ? ગુરૂગમ ગતિ મર્મજ શું તે ? ?
વિનાયક અમૃત પદ રસવાળું રે. હંસા તારે. ૧૨

---

## સ્તવન ૨૭ મું.

### સંત પુરુષનું જીવન્મુકત સ્વરૂપ.

( રાગ—ભૈરવી ત્રિતાલ. )

સંતો શાન્તિના ગુપ્ત મર્મો બતાવનારા,
મર્મો બતાવનારા, અનુભવ દેખાડનારા. સંતો. ટેક

---

૧. त्रीषु धामसु यद्भोग्यं भोक्ताभोगश्च यद्भवेत्. ॥ तेभ्यो विलक्षण साक्षी चिन्मात्रोहं सदाशिवः ॥ ભોગ્ય શરીર અને ભોક્તા જીવાત્મા એ બેનો સંયોગ તે ભોગ–એવી ત્રિપુટીમા આ શરીર રૂપી ભ્રમણાનો વિહારી જ્યારે આ ત્રિપુટીનો ત્યાગ કરે એટલે તમામ ત્રિપુટીયોના ભોગને છોડે છે ત્યારે તે પોતાના ચોથા તુર્ય–નેતિ–ઇશ્વર–શદાશિવ રૂપી મુક્તપાદને પામે છે. તેજ ચૈતન્ય માત્રતાથી સાક્ષી છે. ૨ આત્મા જીવાત્મા તે પ્રતિબિંબ અને ઇશ્વર તે બિંબ તે સજાતી સજાતી છે. પણ વિજાતી એ શરીર આત્માથી અન્ય છે. તેના અસંગમાં અસંગ શસ્ત્ર વાપરવાનું છે. બાહેરથી ભલે જગત દેખાય પણ ઇષ્ટગુરૂ ઉપાસ્ય ૐકાર સ્વરૂપ શ્રીમહાગણપતિ ૩ અંતરથી ઓળખાય. એમ અભેદ સ્વરૂપે જ્યોતિ તેજ જીવન્મુક્તના છે. ૪ જ્યારે અભેદ રમતો જીવાત્મા પ્રેમની ધારાએ પોતાના જીવનને જુએ ત્યારેજ પોતાની શુદ્ધ અવ્યક્ત બુદ્ધિ રૂપી નદી પોતાના પ્રિયપતિ ( प्रियाणां त्वा प्रियपतिं ) પરમાત્મામાં તદ્રૂપકારપણાને પામે છે. મર્મજ જનિમૃતિની ભ્રાન્તિને અટકાવે છે.

માયા તિમિરાંધે ભ્રમણા મારક, દશ્ય વિકલ્પિત દેહોહંહારક;
દ્વૈત દ્વંદ્વો પરિતાપથી તારક, ત્રિપુટી શિખરપર-સાક્ષી સુયોગકર;
ગુણાત્મક રી, માયી ઇશને દર્શાવનારા હાંહાંરે. (૨) સંતો. ૧
ઉત્પતિ લયમય વિવર્ત્ત ભુલાવી, ચેતનમય સુમતિ ગતિ ભાવી;
દષ્ટિ અખંડ નિજ પ્રભુમાં સમાવી.
પ્રિયપતિ પ્રેમધારા, અભેદી સુયોગાકારા;
અધિષ્ઠાન-રી-ઈષ્ટગુરૂ પદે હારાનારા, હાંહાંરે ઇષ્ટ. સંતો. ૨
પૂર્ણ પ્રકાશ બ્રહ્માંડ વિહારી, ૐ ૐ ૐ ૐ સ્વાનંદકારી;
સિંધુ મહાજળે સરિતા વિસારી,
શબ્દાતીત ઘન જ્યોતિ, ગુણાતીત જળહળ દ્યોતિ;
પરાત્પર રી-બ્રહ્મભૂયમાં રમાડનારા, હાંહાંરે-બ્રહ્મ. સંતો. ૩
અસ્તિ વિલક્ષણ મૌન સુભાષિત, નિત્ય નિવેદન અભેદ પ્રકાશિત.
યોગી વિનાયક શાન્તિ વિલાસીત,
સત્ય એ જીવનમુક્તિ, ભકિતમય જ્ઞાન યુકિત;
સાફલ્યતા રી-ધન્ય ગુરૂ તારનારા, હાંહાંરે ધન્ય. સંતો. ૪

---

## સ્તવન ૨૮ મું.

---

### તુર્ય બ્રહ્મ સ્વરૂપ સદાશિવની જ્ઞાનરૂપ સ્તુતિ.

( રાગ—જય જગ પાલક ટાળક દુ:ખનો-એ રાગ. )

[1]જય જગકર્ત્તા ધર્ત્તા હર્તા, માયી સદાશિવ ઇશ છે;
તુર્ય-મહેશ્વર માયા સાક્ષી, ઇશાન વિભુ વાગીશ છો. ટેક.

---

૧. જગત રચવાની-જગત પાલન કરવાની અને જગતનો વિલય કરવાની જે એક સત્તારૂપ ઇશ્વર છે. તેજ માયી તેજ સદાશિવ ઇશ્વર છે એમ વેદ કહે છે-मायांतु प्रकृतिं विद्यां मायिनं तु महेश्वरम् ॥ श्रुतेः ॥ તથા त्रिषु धामसुयद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ॥ तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोहं सदाशिवः ॥ ઇત્યાદિ શ્રુતિઓ ચોથા એવા તુર્ય બ્રહ્મ સાક્ષીને સદાશિવ કહે છે. ईशानः सर्वविद्यानां-ઈ૦ શ્રુતિઓ ઇશાન રૂપે સદાશિવને ગાય છે. તેજ પ્રાણીનો પણ ઇશ્વર છે.

યોગ પ્રકાશી યોગ વિહાર, યોગ સમાધિ રૂપ પ્રકાર;
યોગમયા કૃતિ દર્શન સાર, ઉપાસ્ય વિભુ [૧]લોકેશ છો. જય. ૧
નિજ માયાનો [૨]નેતિ પ્રદેશ, મહત્તત્વા સંગવિકલ્પવેષ;
एकोहं बहुरुप ગુણુ શેષ, વિદ્યા સાગર ઇશ છો. જય. ૨
વિષ [૩]આભુષણુ વિષનું [૪]પાન, [૫]વિષહર શિવજી [૬]મોક્ષ પ્રધાન;
ત્રિતાપ હર દાતા વિજ્ઞાન, મુક્ત કૈલાસ ગિરીશ છો. જય. ૩
જલ થલ પશુ પક્ષી નરરૂપ, ત્રિલોક તૃણુવન સર્વ સ્વરૂપ;
અન્ન મન તન સો આપ અનુપ, જ્યાં ત્યાં શિવહરનીશ છો. ૪
ત્રિપુટી તારક ઉમયા પતિ, અનુભવી જીવની માતા સતિ;
आत्मा त्वं गिरिजा सुमति શુદ્ધ સત્વ યોગીશ છો. જય. ૫

---

૧. તેજ ઇશ્વર યોગી જીવાત્માનું ઉપાસ્ય અને इश्वरः सर्वभूतानाम्. આ શ્રુતિથી છે. ૨. નેતિ=नइति આ પ્રકારે નહિં એમ ત્રિવાર નેતિ પ્રમાણે ત્રણુ પાદમાં તે ઇશ્વર નહિં. પણુ ત્રણુ પાદથી પરે તે ચોથો નેતિ એ નામથી સદાશિવ સુપ્રસિદ્ધ છે. તેજ एक मेवाद्वितीयं ब्रह्म અને एकोहं बहुस्याम् प्रजायेयेति શ્રુતીથી જગતને સૃજે છે. ૩. નાગ દેવતા. ૪. ચૌદ રતનમાંનું વિષ પોતે પાન કરી ગયા તેથી નિલકંઠ નામ ધારી છે. ૫. યોગી હોવાથી વિષય રૂપ વિષનો નાશ કરનાર તે શિવ. ૬. તેથીજ ત્રીપાદોના બંધનથી રહિત તે મોક્ષ પ્રધાન રૂપ છે. મુક્તિના ચાર પ્રકાર છે. સનાતન વૈદિક ધર્મમાં પંચાયતન સ્વરૂપ અભેદ ૐકારની ઉપાસના કરવાને શાસ્ત્રવિધિ છે. ઉપાસનાના પ્રથમજ પ્રકાર કાર્યયાં અગ્નિહોત્રની ઉપાસના કરનાર તે પછી તુરતજ જગદંબા માતેશ્વરીની બ્રહ્મ સ્વરૂપે ઉપાસના કરે છે. તેના પ્રતાપથી બીજા કાળે તે સૂર્યની ઉપાસનાનો અધિકારી થાય છે. તે બન્ને ઉપાસનાના બળમાં કોઇ એક કાળે તે વિષ્ણુની ઉપાસના કરવા લાગે છે. એમ ત્રણુ ઉપાસના સિદ્ધ થતાં કોઇ એક કાળે તે સદાશિવની પરમોત્કર્ષ ઉપાસના કરવા લાગે છે ત્યારે જીવાત્મા શિવ રૂપ થાય છે. એમ ચોથા પાદની ઉપાસના સમયે તે સંન્યાસ આશ્રમ સ્વિકારીને પછી ૐકાર સ્વરૂપ શ્રીમહાગણુપતિની ઉપાસના કરી મુક્ત (જીવન્મુક્ત) થાય છે. ચોથા પાદની ઉપાસના તે તુર્ય ઉપાસના કહેવાય છે. તે સાલોક્ય મુક્તિ–સામિપ્ય મુક્તિ-સારૂપ્ય મુક્તિથી પરે તુર્યરૂપા સાયુજ્ય મુક્તિ છે.

અર્હં છતાં નિરિહંથી રમો, ભક્ત જનોને પ્રેમે ગમો;
સત્ય બુદ્ધિએ ભોળા શમો, યોગી વિનાયક ઇશ છો. જય. ૬

---

## સ્તવન ૨૯ મું.

---

### જીવન્મુક્તાનુભવ.

( રાગ—મારગ મુકને કહું છું કાના કયારની જો-એ ગરબી. )

સુંદર રજની !!! પૂર્ણ ચન્દ્ર ખીલ્યો વ્યોમમાં જો,
ઋતુરાજ વસંત !!! વ્યાપ્યો રોમ રોમ જો. સુંદર. ૧

લક્ષ્ય લક્ષણવંત દંપતિ !!! પ્રેમે ચુમે જો,
વિરહ !!! મરજીવા બુઝાવવાને રણ ઘુમે જો. સુંદર. ૨

શિતળ દ્યોતિનો પ્રભાવ ભૂવન !!! જામતાં જો,
સત્વ !!! યોગ !!! ભક્તિ !!! રસ રસેશ પામતાં જો. સુંદર. ૩

[1]યૌવન પલ્લવે !!! વિંટાઇ પ્રજ્ઞા !!! વેલડી જો,
શમે ગુપ્ત જોઇ સુખ પ્રણય !!! ઘેલડી જો. સુંદર. ૪

ભવ્ય ભ્રાન્તિ ત્યાગ !! ને વૈરાગ્ય !! વાસતાં જો,
શાન્તિ !!!! સરળ અષ્ટ અંગના વિકાસતાં જો. સુંદર. ૫

યોગી !!! પૂર્ણ !!! મુક્ત !!! સ્વદેશને પિછાણતા જો,
સ્વપર !!! ચન્દ્ર અનુભવ !!! વિનાયક જાણતા જો, સુંદર. ૬

---

૧. આ પદ કેવળ અનુભવ રૂપ હોઇ તેનો સાક્ષાત્ અનુભવ કરવા સંત સમાગમ કરવો. જો કોઇ જીવન્મુક્ત સંત પુરૂષ હશે તો તે પૂર્ણ અનુભવથી આત્માનંદને તૃપ્ત કરશે. કેમકે મુંગાની સાકરનો અનુભવ મેળવનારા માહાપુરૂષોને આ અનુભવમાં બુદ્ધિ પ્રકાશ પામેલી જોવાય છે. એ શિવાય નામધારી, રૂપધારી, વેષધારી, યોગી જનો કે જેમનો પ્રવેશજ હોતો નથી, તે આ સ્તવનના અર્થનો વિચાર કરી કશાવી શકનાર નથી !!!

## સ્તવન ૩૦ મું.

### માયાનું સ્વરૂપ અને અનુભવામૃત બોધ.

( રાગ—આશાવરીના રાહે ત્રીતાલમાં ગવાય છે. )

માયા !!! શું મહત્તા સમજાવે !! (૨)
ભક્તિ રસામૃત પૂર્ણ બ્રહ્મઘટ, ત્યાં તું કામ ન આવે. માયા. ટેક.
મદ મદીરા છાટક માયાવી. કાર્યોમાં લલચાવે; (૨)
અધિષ્ઠાન જ્યોતિ સદ્‌ગુરૂના, શરણે જતાં તલસાવે. માયા. ૧
વિધિ હરિહર છલવાને કપટી, જરા લાજ નહિં લાવે; (૨)
વિવર્ત્ત પાર ન જીવન તારૂં, અનુભવ વેદ પ્રભાવે. માયા. ૨
જન્મમર્ણની ભ્રાન્તિ જાળમાં, નુગરા જીવને ફસાવે; (૨)
ઇશ પ્રુજે સાક્ષીને યોગમાં, દૃષ્ટિ ભોગ ભડાવે. માયા. ૩
સ્હેજ હસાવી સ્હેજ રડાવી, સ્વપ્નનો ખેલ ખેલાવે; (૨)
સંત મદારી કરમાં દોરી, ત્યાં તુજ ફંદ ન ફાવે. માયા. ૪
ત્રી [1]તસ્કર ષટ લશકર સાથે, [2]ધણીનો માલ લુંટાવે; (૨)
અહંમમ કર પદ જંજીર જકડી, યોની યોની ભટકાવે. માયા. ૫
છોડાવતી મોદક ભર ભોજન, પ્રીતે મલ ખવરાવે; (૨)
જોતાં જડે નહિં નામ ઠામ તુજ, રસિલા ઘાટ બનાવે. માયા. ૬
નુકતા જોઇને ચતુર ચુકતા, ઝુકતા પંડિત ગાવે; (૨)
મુક્ત યુક્તિના સંગે અસંગી, બની પ્રભુ ચરણે ધાવે. માયા. ૭
રચનાત્મકથી છળ્યા મહાત્મા, ઋષિ મુનિ તપસી તપાવે; (૨)
દાવ ઘાવમાં નાવ ગ્રહણકર, નિજ જ્યોતિને જગાવે. માયા. ૮
સ્વસ્વરૂપ પ્રભુ પદરજ અમૃત, તર્કટ કરીને તજાવે; (૨)
બદલો પ્યાલો વિષનો ભરીને નુગરાને પીવરાવે. માયા. ૯

---

૧ ત્રણ ગુણ તે તસ્કર, એટલે ચોર છે. કામ ક્રોધ મોહ લોભ મદ મચ્છર, એ ૭ તેનું લશ્કર છે. ૨ પરમેશ્વર ૐકારનાથ. ૩ માયાપુરી એટલે જગત અથવા મુંબાઇ નગરી.

ચાક ધરા ચગડોળ ચઢાવી, ઊંચ નીચ અધો ભમાવે;
યોગી વિનાયક ગુરૂ સેવા તજી, માયા ૩પુરી રખડાવે. માયા. ૧૦

## સ્તવન ૩૧ મું.

### મુક્ત સ્થિતિના અનુભવથી આનંદિત પ્રભુ સ્તુતિ.

( રાગ—અવિનાશી હંસે-એ રાગ. )

મારા વ્હાલા નાથે, કરૂણાની દૃષ્ટે આજે જોયું;
અભેદ ભેટયા, જીવ ઈશ અહં મમ ખોયું રે. મારા. ટેક.
સંગને અસંગ કીધો, યોગાયોગ સાંધી દીધો;
સદ્‌ગુરૂ પ્રેમામૃત રસ પય દોયું રે. મારા. ૧
સદ્‌ગુરૂની શિતળ છાયા, દ્વૈતાદ્વૈત ભેદ સમાયા;
પ્રિયપતિના પૂર્ણ પદે પટ ધોયું રે. મારા. ૨
ચેતન નર ચૌટે ચાલ્યા, અનુભવના મ્હેલે મ્હાલ્યા;
નિર્દેહી સુરતાએ લક્ષ્ય પ્રોયું રે. મારા. ૩
બુંદો જઇ મેઘે મળીયા, કિર્ણ રવી રસબસ ભળીયા;
જળહળતી જ્યોતિમાં ચિત્ત ખોયું રે. મારા ૪
જળમય થાતાં હીમ કયાં છે ? ? ગુરૂમય વસતાં જીવ ક્યાં છે ? ?
જ્યાં ત્યાં જેમ તેમ સ્વસ્વરૂપ જોયું રે. મારા. ૫
દેહ દૃષ્ટિ સ્વપ્ન વિસરતાં અખંડમાં નિજ અનુભવતાં;
શું કહું ? ? જોઉં ? ? પ્રેમ પરમપદ સ્હોયું રે. મારા. ૬
ગુણ ગાતાં ભુલી વાણી, શરમાઇ સંતાઇ શાણી;
મનડુ શું જાણે ? ? લય ગતિ મ્હોયું રે. મારા. ૭
મુંગો ખાઇ શું કહેવાનો, નુગરાને સ્વાદજ શાનો ? ?
હરિજનના હઇડે અમૃત પ્રોયુ રે. મારા. ૮
યોગી વિનાયક શાન્તિ, ૐ ત્રિગુણાતીત વિશ્રાન્તિ;
ક્રાન્તિ ભ્રાન્તિ પર નિજ સુખ સોહ્યું રે. મારા. ૯

## સ્તવન ૩૨ મું.

### પરમેશ્વરના ચર્ણની પ્રાપ્તિ યોગ.

અંતરના વાસી રે, પ્રિયપતિ અવિનાશીરે;
વેગે વ્હારે આવીયારે.
દર્શન થાતાં ટળીયો છે ભેદ ભ્રાન્તિ યોગ. અંતરના. ટેક.
(સાખી) અધ્યારોપ તજાવીયો, ભુલાવીયું અધ્યસ્ત,
ભોગ પરાધીનતા છુટી આપે વિચરૂં મસ્ત.
જ્યાં ત્યાં ગંગ કાશીરે, અવિચળ સુખરાશીરે,
ભક્તિ યોગે ભાવિયારે.
ચરણે સમાવા ભુલાવ્યો જની મૃતિ ભોગ. અંતરના. ૧
(સાખી) પૂર્ણ સ્વયંજ્યોતિ તણો રોમ રોમ પ્રકટયો પ્રેમ,
અહં મમ મોહ પ્રભાવને પ્રભુ ઉપજાવો કેમ ??
સાચા હીતકારીરે; ગુરૂજી અવિકારી રે;
જ્ઞાનામૃત વૃષ્ટિ કરોરે.
ભ્રમમાં સુખ શું ?? ટળીયો દાવાનળ રોગ. (૨) અંતરના ૨
(સાખી) નૈસર્ગિક સાનિધ્યથી દેહો સહજ જોવાય;
પામર જીવને દેહના, ભોગ સત્ય સમજાય.
નિંદા છોડાવીરે, દ્વેષો વિસરાવીરે,
સહન શિળતા સ્થાપતારે.
મરજીવાને દીધાં અભય પદ દાન. (૨) અંતરના. ૩
(સાખી) દૃઢ ખલ ભોગો ભોગવે, છુટે ન દેહ વિચાર;
સાચા શિષ્યને તારવા, રોગ મુકો નિર્ધાર
ભોગે વૈરાગીરે, સ્હેજે રહે ત્યાગીરે;
સ્મરણે પ્રભુ રહો યાદમાંરે,
યોગ જ્ઞાનને ભક્તિમાં સમરસ ભાન. અંતરના ૪

(સાખી) કામ ક્રોધને લોભ છે, ત્રિવિધ નર્કનાં દ્વાર;
ધન પ્રાપ્તિ પાખંડીને, નિર્ધન ભક્ત ઉદ્ધાર;
ધન તૃષ્ણા તુટેરે, કૃપીણતા ખુટેરે;
દુષ્ટ વાસના છુટતી રે.
નિર્મળ આત્મા બ્રહ્માનંદ તૃપ્તિમાં સમાય. અંતરના ૫.
(સાખી) ભાવી ગતિને ભુલવા, રાખ્યા જનસમાજ,
દૂર્જન સજ્જન સંગમા જાગૃત રહેવા કાજ.
ભક્ત હિત સ્હાતાં રે, અહં મમ વિસરાતાં રે;
માન ભૂલાતાં સૂમતિરે.
જીવન્મુક્તિ સુમતિ લયજાતાં પ્રાપ્ત થાય. અંતરના ૬
(સાખી) દેહભોગ સુખ અનુભવે, તામસ ગુણનાં કર્મ;
દાંભી ધન સંચય કરે રજો ગુણનો મર્મ.
સત્વે જળ રંગીરે, સાક્ષી અસંગીરે,
અપમાને છોડાવતારે.
ભક્ત સંતને દેતા ત્રીગુણાતીત સ્થાન, અંતરના. ૭
(સાખી) ધન તન હીણ શુરા જનો ધુમે રણસંગ્રામ;
મરજીવા ગુરૂ ચર્ણમાં નિર્મળ તે નિષ્કામ.
વાસનાના ત્યાગીરે, તેતો બડભાગીરે;
પ્રેમ ધ્યેયની પૂર્ણતારે.
યોગી વિનાયક સદ્‌ગુરૂની કરૂણા એમ ગાય. અંતરના. ૮

---

## સ્તવન ૩૩ મું.

---

### જીવન્મુકત-સંત મહાત્માઓનાં લક્ષણો.

(રાગ—થઇ પ્રેમ વશ પાતળીયા-એ રાહ.)

હર્ષ શોક ન હ્રદયે જેને-સંત મુક્તજ કહીએ તેને.
છુટયો દ્વંદ્વ ભાવ તે જેને-સંત જ્ઞાની કહીએ તેને. ટેક.
સંધ્યા દેવ પૂજા નિત્ય કર્મો, સાત્વિકથી સંભાળે,
કર્મ ફલોની ઇચ્છા ન અંતર, બ્રહ્માર્પણ પાપ બાળે;
પ્રાપ્તાપ્રાપ્તે ન સુખ દુઃખ જેને, સંત મુક્તજ કહીએ તેને. ૧

વિષય વિષ સમ ભોગ વિસરતાં, બ્રહ્મવર્ચસ્ બળ જામે,
વૈરાગ્ય ત્યાગે શુદ્ધ જીવાત્મા, મુમુક્ષુ પદમાં વિરામે;
ગુરૂ શરણુ ચરણુ પ્રેમ જેને. સંત મુક્તજ. ૨
બાહ્યાંતર અહંમમ નહીં સ્વપ્ને, માનાપમાન ન જાણે,
સોમય સદ્દગુરૂ રમતા દેખી, જન સેવાને વખાણે;
દેહ રજ તમ ભોગ ન જેને. સંત મુક્તજ. ૩
નિજ આત્મા દેહ સાક્ષી નિર્મળ, દેહાભિમાન ભુલ ભાગે,
"પૂર્ણ" શ્રુતિ બોધ અનુભવ ખીલતાં તિમિર ટળી જ્યોતિ જાગે;
પ્રભુમાં નરનારી ન જેને. સંત મુક્તજ. ૪
દેહ મતિ ત્યાં સોગ મોહ છે, ધન મોહે છે કૃપીણુતા,
મન મોહે ભેદ દ્વૈત વિચારો, અહંમોહે જ્ઞાનની ક્ષીણુતા;
નર્ક કપાટ વસાયાં છે જેને, સંત મુક્તજ. ૫
દુર્જનમાં દુર્જન છે રજતમ-ગુણ સંગ સ્વપ્ને ન વાસે,
સજ્જન સાત્વિક જળ શુદ્ધિમાં પ્રારબ્ધ અસંગી વિલાસે;
રહે "નૈસર્ગિક" મતિ જેને. સંત મુક્તજ. ૬
સદ્દગુરૂ પ્રભુમય અભેદ ભક્તિ, જીવ નદી સાગર ભળતી,
દેહ બંધન ભોગો માયામય, તજતાં રસબસ મળતી;
ઓત પ્રોત પૂર્ણ બ્રહ્મ છે જેને. સંત મુક્તજ. ૭
નિશદીન પ્રભુમય સ્તુતિને સેવે, કોઇની નિંદા ન ઉચરતા,
યોગ્યાયોગ્ય કદા નહિં જોતા, जीवो ब्रह्मैव હૃદ ધરતા;
अहंब्रह्म વદે મુકિત ન જેને. સંત મુક્તજ. ૮
નિર્વાસન હૃદયે રહે તૃપ્તિ, અનુભવ જાગૃતી ધારે,
દેહ સાનિધ્યે વ્યવહાર સાધે. છતાં ન પાપ લગારે;
દાન પુણ્ય બળ શાન્તિ છે જેને. સંત મુકતજ. ૯
જ્યાં ત્યાં ૐ ૐ બ્રહ્માનંદમાં, આનંદ તૃપ્તિ સુખ સાધે,
સ્વાર્થ કલેશ તજી અમૃત પીતા, જીવન્મુકતતા લાધે;
યોગી વિનાયક દર્શન જેને. સંત મુકતજ. ૧૦

## સ્તવન ૩૪ મું.

### સાચા ભરોસે પરમાત્મા ૐકારનાથની સ્તુતિ.

(રાગ—ભુલ્યો મન ભમરા-એ રાહ.)

સાચો ભરોસો ગુરૂ નાથનો, શરણે લીધાની સંભાળ, (૨)
ખુંટે બાંધ્યું પશુ પાળવા, ધાજો ભકત પ્રતિપાળ. સાચો. ૧
ઇન્દ્રજાળ માયાનો કારમોઃ દેહ જગ મિથ્યાનો ભાસ, (૨)
અહંમમ અસુરોના ત્રાસમાં, સાચે પ્રભુજીની આશ. સાચો. ૨
સ્વપ્ન દર્શન સાચું માનતાં, પડતો કલેશને ત્રાસ, (૨)
દુઃખદ સમે યાદ આવશો, એ તો કૃપાનો વિકાસ. સાચો. ૩
જુઠું તે જુઠું નિશ્ચય થાય છે, વિપરીત આળપંપાળ, (૨)
સુસિમાં ખેલ ખોવાઇ જતાં, સાચા દીનના દયાળ. સાચો. ૪
સંગી કુસંગી ધન દેહના, આપે દે મોહ માન, (૨)
હિત શત્રુની ગરજ સારતા, વિસરાવે પ્રભુભાન. સાચો. ૫
ગુરૂ કૃપાએ તેને ઓળખ્યા, નૌકા લાગી જો હાથ, (૨)
કૃપાળુ સ્વામિના ચર્ણે લોટતાં, છુટયો અસુરનો સાથ. સાચો. ૬
ઉગતા દિને ચિત્ત ચેતીયું, ચાલક સદ્ગુરૂ સંગ, (૨)
શરણુ !! શરણુ !!! સાહ્ય ઇચ્છીએ, ગીરી ચઢવા અપંગ. સાચો. ૭
ધર્મ કર્મ કે જ્ઞાન ભકિતનો બલહીન બેઠો નિરાશ (૨)
પ્રેમ જીવન સમજુ નહિં, માત્ર સદ્ગુરૂની આશ. સાચો. ૮
બુદ્ધિ પતિએ બુદ્ધિ પ્રેમનાં, ખોલ્યાં દશદિશ દ્વાર (૨)
જ્યાં જ્યાં જોઉ ત્યાં સભરે ભર્યાં, જ્યોતિ જળહળ અંબાર. સાચો. ૯
સાચો ભરોસો સાચા સ્નેહનો, સાચું સગપણ છે એક (૨)
નૌકા વિનાયક નામની, સાગર તરવાનો ટેક. સાચો. ૧૦

## સ્તવન ૩૫ મું.

### સંકટના સમયે કરેલી હરિજને સ્તુતિ.

(રાગ—શું કહું કથની મારી રામ-એ રાહ.)

મારા અંત સમયના બેલી નાથ, વહેલા વળજો વ્હારે;
મારા ભવની ભાવટ ભાગી નાથ, અન્ય ન આશ્રય મારે. ટેક.

હૃદય દેશના અંતરયામી, બુહિ ગુહામાં વસિયા (૨)
સાત્વિક બ્રહ્માર્પણુના સ્વામી, ઘટ ઘટ રમતા રસિયા–નાથ. વહેલા. ૧
દેહ મતિના સાક્ષો સદ્‌ગુરૂ, નિર્દોષી પ્રભુ રાજો (૨)
અવિનાશી જીવ ભાન ભુલાવી, સંત હૃદયમાં વિરાજો–નાથ. વહેલા. ૨
કાળ ગુણુ દ્વૈત ત્રિપુટી ભાવથી વારંવાર વિસરતો (૨)
દેહોહં મસ્તિમાં મ્હાલી, સ્મરણુ ધ્યાન તજી ફરતો–નાથ. વહેલા. ૩
ૐકાર રૂપ પ્રિયપતિ પ્રભુમાં, ચિત્ત નિરોધ ન થાતું (૨)
બેભાન મતિના વિકલ્પ યોગે, દેહ જગત કલ્પાતું–નાથ. વહેલા. ૪
બુદ્ધિપતિનું શરણુ તજીને દિન નિશ ગફલત ખાતો. (૨)
અહં અસુરના દાવાગ્નિમાં, આપો આપ જંપલાતો–નાથ. વહેલા. ૫
જન્મ મર્ણુના ઘોર ગર્વથી, નિકળવાનો આરો. (૨)
સદ્‌ગુરૂ પ્રભુના ચરણુ પ્રતાપે, તરાય સિંધુ ખારો–નાથ. વહેલા. ૬
સગાં સહોદર સ્વારથ સંગી, મેહ છળે છેતરાયો (૨)
ગુરૂ કૃપાએ સત્ય ભરોસો, નાથ તણો સમજાયો–નાથ. વહેલા. ૭
ભર દરીયે વમળોમાં ડુબતો, નામ શરણુ વિશ્વાસ (૨)
ગુરૂ ગણેશ કર સાહી બચાવો, અન્ય ન ધારૂં આશા–નાથ. વહેલા ૮
નિર્ભય પદની શ્રદ્ધા તોડી, મંદીર કર્યું છે મસાણુ (૨)
ઘોર નિંદમાં જ્યોતિ ગુમાવી, વસીયો વન વેરાન–નાથ. વહેલા. ૯
સંત સ્વરૂપે દર્શન દેજો, બોધ જ્ઞાનમય ભક્તિ (૨)
રોમ રોમમાં રમતા રહીને, દેજો સ્વાનંદ મુક્તિ–નાથ. વહેલા. ૧૦
નિજનો જાણી અહં વિસરાવો, દેહમતિ બળ ટાળો (૨)
યોગી વિનાયક ચરણુ શરણુમાં પ્રેમ કટાક્ષે ભાળો–નાથ. વહેલા. ૧૧

---

## સ્તવન ૩૬ મું.

---

### જીવાત્માને જાગૃત થવા આપેલી શિખામણુ.

( રાગ—આશાવરીના સુરમાં ગવાય છે. )

જીવડા કેઈ પેરે તું સમજે. (૨)
મન સંકલ્પે નિશ્ચય બુદ્ધિના ધ્યાને નિજને તજે. જીવડા. ટેક.

દ્રશ્ય દષ્ટિના અહં ઊકળતા, જળ ઝીલતાં સુખ જુએ;
ભોગ નારી ધન પુત્ર માનમાં, લપટાઇ અધોમુખ રૂએ. જીવડા. ૧
સુપ્તિ જાળમાં ઘોર અંધારૂં, ત્યાં તું અઘોર સુતો;
સ્વપ્ન સિનેમા દ્રશ્ય ભવાબ્ધિ ભટકાવે છે ભૂતો. જીવડા. ૨
નશ્વર જાણે ક્ષણમાં વિસરી, શ્વાન શ્વનીસહ રમતાં;
નુગરા તૃપ્તિ કદી ન આવે, સ્વપ્ન ભોજનો જમતાં. જીવડા. ૩
અવિનાશી અંતર નહિં જાણ્યા, વિષયાગ્નિથી દાઝે;
દેહબલી બની ભોગે શૂરો, કાળ મુખ રણ ગાજે. જીવડા. ૪
દેહ જગતનો સાક્ષી છતાં તું, વાયુ વેગથી વ્હેતો.
ગંધ દુર્ગંધે બન્યો સ્વચ્છંદી અહં બ્રહ્મ મુખ કહેતો. જીવડા. ૫
ક્ષણિક લીલા, વિલયજતી જાણે, વેગે પુરમાં તણાતો;
મલસહ ખલ બની આનંદ ત્યાગે ધિક્ ધિક્ આપે હણાતો. જીવડા. ૬
અસંગ માછી સત્સંગ છોડી, અહં અસુર શરણ માગે.
મમત્વ કારાગ્રહ સાગરમાં ડુબતાં હજુ ન જાગે. જીવડા. ૭
પૂર્ણ અધિષ્ઠાને બળ હાર્યો, નિજ ધનહીણ પથ ધાયો;
ગુરૂ કરૂણા રસ અમૃત તજતાં, અધ્યસ્તે લપટાયો. જીવડા. ૮
બુદ્ધિ કેરાં બંધ બારણે બુદ્ધિપતિ કેમ દરસે;
બુદ્ધિ ચેષ્ટાહીણ ગુરૂ કરૂણા, ત્યાં જ્યોતિ રસ વરસે. જીવડા. ૯
શરણ વસે ગુરૂ ચરણ સેવતાં, મરણ આવર્ણ પીછાણે;
યોગી વિનાયક તરણ તારણ, આ નૌકા ગૃહે શુભ ટાણે. જીવડા. ૧૦

---

## સ્તવન ૬૭ મું.

---

### સદ્ગુરૂ સંત અને પરમેશ્વરની અભેદતા સમજાવનાર.

(રાગ—આશાવરીની ધુનમાં.)

નહિ સદ્ગુરૂજી સમાન (૨) જગતમાં—નહિં. ટેક.
બ્રહ્મવેત્તા બ્રહ્મજ વેદવાણી, તેમજ શાસ્ત્ર પુરાણ. (૨)
સદ્ગુરૂ પ્રભુ છે-પ્રભુ છે સદ્ગુરૂ, એજ સત્ય વિજ્ઞાન. જગતમાં. ૧

પૂર્ણ બ્રહ્મમાં દેહજ ક્યાંથી ? ? તે નહિં દેહી નિદાન (૨)
દેહી-અંતર્યામી સાક્ષીથી, પરે પ્રભુમય જ્ઞાન. જગતમાં. ૨
નારી સુત ધન વૈભવ કાયા નેતિ પદ અજ્ઞાન (૨)
સર્વ સમર્પણ ગુરૂ આજ્ઞાથી, ગુરૂ પદ સાચું જ્ઞાન. જગતમાં. ૩
તારક નૌકા આજ્ઞા બોધમય, સદ્ગુરૂ સત્ય સુકાન (૨)
વિધિ હરિહર ૐ ગુરૂ સેવામાં કરે ચર્ણામૃત પાન. જગતમાં. ૪
ગુરૂ પ્રભુ સેવા ગુરૂ પ્રભુ દર્શન, ગુરૂ પ્રભુ સાગર સ્નાન (૨)
ગુરૂ પ્રભુ ભજને "કીટ્ ભ્રમરવત્" ટળે દેહ અભિમાન. જગતમાં. ૫
અહંમોહ વિષય રસ ભોગો, છુટે દેહ તોફાન (૨)
કરૂણા સાગર ગુરૂ પ્રભુ ચરણે સત્યામૃતનું પાન. જગતમાં. ૬
સત્ય પરા વાણી રસ પ્રેમે, પરમ પદાતીત ગાન;
સદ્ગુરૂ પ્રભુ છે અન્ય ન ભાખે, એજ "સમાધિ" ધ્યાન. જગતમાં. ૭
સદ્ગુરૂ પ્રભુમાં અંતર જોતા, એજ પુરા અજ્ઞાન (૩)
ભકત તારવા યોગી સ્વરૂપે દર્શન દાંતા ભાન. જગતમાં. ૮
ઊલટ તજી સુલટી વહે ગંગા, ઊદારતાનું નિશાન (૨)
યોગી વિનાયક ભકિત મુકિત પર, ગુરૂ પ્રભુ ૐકાર નામ. જગતમાં. ૯

---

## સ્તવન ૩૮ મું.

## સ્વદેશમાં જીવન્મુકત યોગીનો પ્રભાવ ન પડે.

---

( રાગ—આશાવરીની ધુનમાં. )

પડે ન કદીએ પ્રભાવ, સંતો—
જન્મ ભૂમિના જનને ન મળે, જ્ઞાન ભકિતનો લ્હાવ;
તપ મહિમા વિસરાતો સ્હેજે, જગજન મનનો સ્વભાવ. સંતો૦ ૧
સગાં સહોદર ભગીની મીત્રને, ઉપજે ન ગુરૂરૂપ ભાવ;
જાતી ભાતી કુલ દેહ દ્દષ્ટિમાં ગુણ દોષોનો દેખાવ. સંતો૦ ૨
વસીષ્ટ સમ સદ્બોધક યોગી, શુક સમાન વર્ત્તાવ;
કૌશિક સમ તપ તેજ પ્રકાશે, પણ નહીં આદરભાવ. સંતો૦ ૩

સાત પેઢીનાં ખુદણું જોતા, ખોળે વૈરનો દાવ;
તેજ દ્વેષ ભર વિના પ્રયોજન, નિંદે કુટીલ સ્વભાવ. સંતો૦ ૪
કંજુસ જન લોભી રૂપ જોતા, કામી કામીને સ્વભાવ;
જે જેવાં તે તેવા દેખતા, બુદ્ધિનેત્રમાં સમાવ. સંતો૦ ૫
યોગી વિનાયક જન્મભૂમિમાં, સ્હેજે રહેશે અભાવ;
ગુરૂ કૃપાએ સહન શીલતો, વ્હેતા શાન્તિ સ્વભાવ. સંતો૦ ૬

## સ્તવન ૩૯ મું.

### કલિયુગમાં દેખાતું દર્શન.

(રાગ—કાફીની દેશી ચાલ ત્રીતાળ. ૨)

કળીયુગમાં દર્શન દૃષ્ટે દેખાણું.
રોગી ભોગીના ફાટયા રાફડા, યોગીનું નથીરે ઠેકાણું. કળીયુગમાં૦
ધન લોભી દર્પે ભર્યો સર્પજ, ખાતો ન પ્રેમથી ખાણું;
સાત સાધતાં તેર તુટે છે, દાતાનું મન મુંઝાણું. કળી. ૧
કુટીલ કપટી જન બાંધે [1]ખોલડાં, અમર આશાનું જુઠાણું;
**ખાનદાન**ની ખાના ખરાબીમાં ઝુંપડીનું પડે ન ઠેકાણું. કળી. ૨
ખલ દલ બલમાં મોજ ભોગવે, જુએ ન રાત કે વ્હાણું;
હરિજન ભકત યોગીને ભટકતાં મળે ન પેટ ભર ભાણું.[2] કળી. ૩
સાત સુત સહ **પામર** ઝુઝે જ્યાં પ્રભુ સ્મરણુ વિસરાણું;
એકને માટે **બાધા** આખડીયો, તો પણ દીલ ગભરાણું. કળી. ૪
પાખંડી પાડાને દુઝાણે, સુખે ફેરવતા વલોણું;
દેવ દ્વિજને છાશ ન મળતી, ઘૃતનું આવતું શાણું. કળી. ૫
**નાચણીયાના**[3] લટકામાં **લલના**[4] લાલચે આપતી નાણું;
સાચા જ્ઞાન ભકિત વૈરાગી, સંતનું થાય વગોણું કળી. ૬
શ્રૃંગાર સિનેમા **નાટક** શોખમાં જ્ઞાન પાતાળે સમાણું;
વિષય રસામૃત સેવક સંસદ[5] સાહિત્ય સૌ શરમાણું. કળી. ૭

---

૧ ઘરો. ૨ ખાદ્યથી ભરેલી થાળ. ૩ નાચી કુદી વેષધારીની પેઠે બનેલાં ધન હરીદાસો. ૪ સ્ત્રીઓ. ૫ નામ સંસદ ધરાવી સાહિત્યના સાગ્રીતો છતાં વિષય વાસનાના લેખોમાં પોતાની ઉચ્ચતરતા માને છે.

જન રૂચીકર સંસાર ખેલતાં નિષ્કામ કર્મ બફાણું;
મ્લેચ્છ[1] છબીને ચઢે ફુલહારો, ભકિતનું ચિન્હ લજાણું. કળી. ૮
રોગ ભોગ પરતંત્ર ઘરોઘર, [2]કન્યાનું રુધિર વેચાણું;
માત પિતા ગુરૂ આજ્ઞા લોપાતાં, સત્ય દટણુમાં દટાણું. કળી. ૯
મલિન ચરિત્રે સતી ઉભરાતી, મન વિષયીથી લોભાણું;
ભકત સંત હરદાસ વેષમાં, ગૃહસ્થીનું કુટુંબ પોષાણું. કળી. ૧૦
માન કિર્તિના અજબ રંગીલાનું દાન "સુવાવડખાનું";
ધર્માશ્રય ઓથે થતાં પાપો દેશ અધોગતિ થાણું. કળી. ૧૧
સેવા બાનાથી ધન ધુતારા, જગવતા ડિંડવાણું,
ન્યાય નીતીનું નખોદ જતાં તો, પ્રેમ [3]ઉદ્યાન સુકાણું. કળી. ૧૨
અહં મમતના [4]ખદ્યોત ખિલ્યા, જ્યોતિનું તેજ છવાણું,
રજની માયા દિનભર કરતી, કુટીલ કર્મોનું કુટાણું. કળી. ૧૩
ગઇ [5]શારદા સત્યનાશમાં ગુરૂપદ છળેને સોંપાણું.
[6]પુર્નર્લગ્નની કુટિલ પ્રજાનું ટોળું અવનીમાં ઉભરાણું. કળી. ૧૪
નારી ધન આસકત [7]સમાજે ભકત બીરદ વટલાણું;
કુદરત [8]બૌદ્ધમત હ્રદયે ગરજે, પ્રભુ પદ આપે છુપાણું. કળી. ૧૫
વ્યાસ વચનની ભવિષ્ય વાણીનું દર્શન કેરૂં ટાણું;
યોગી વિનાયક કળી કિલ્મીશના સમે મરણુને વખાણું. કળી. ૧૬

---

૧ પરમેશ્વરની છબીને કે સંતની છબી ને નહીં પણ મ્લેચ્છ નૃપતિની છબીને ફૂલહાર ચઢાવે. એ કળીયુગી સત્તા છે. ૨ કન્યાવિક્રય. ૩ બગીચો. ૪ ચોમાસાના દિવસમાં વૃક્ષો ઉપર આગીયાની પુઠમાં દીપક જેવી જ્યોતિનો ચળકાટ અંધારી રાતે થાય છે. તેવાં. ૫ શારદા એટલે બ્રહ્મ વિદ્યા એટલે સરસ્વતિ-અર્થાત કળિયુગમાં સ્નાન, સંધ્યા, શાસ્ત્ર વિચાર, વ્યાકરણ, ન્યાય, ઇત્યાદી સનાતન વૈદિક ધર્મના ગ્રંથોનું અધ્યયન અને ઉપનિષદ વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી તે. ૬ આ કળીયુગમાં હવે કોણ જાતિનો પુરૂષ અને કોણ જાતીની સ્ત્રી વિષયના ઉભરાતા છળકાતા હૃદયથી હવે ગમે તેમ વ્યવહાર કરવા પુનર્લગ્ન કરવા લાગ્યાં છે જેથી વર્ણશંકર પ્રજાની ઉત્પત્તિ વધી છે. ૭ ધર્મના સાધનને માટે અધર્મિઓનું બંધાયેલું મંડળ. ૮ જે મતમાં આપોઆપ મનાતા જગતના નિશ્ચયમાં પરમેશ્વર ન મનાય તેવો નાસ્તિક ધર્મ.

## સ્તવન ૪૦ મું.

### કલીયુગનાં દર્શન.

(રાગ ગરબી.)

આવ્યો હું કલિયુગ ખુલ્લે દ્વાર, ધાર્યો ભક્તિ વેષ વ્યાપાર;
ખળ દળ દંભ મદદ કરનાર, નારી નર પામર જશ ગાનાર. ટેક.
કુટિલ કફનીના વેષ વિશેષે લેશ ન લાગે લાજ;
કર કરતાલે ચાલ નાચમાં, રીઝવું અભણુ સમાજ. આવ્યો હું. ૧
ભાલ સડક પર છીનાળ ટપકી, માળા મોહની જાળ,
કુટુંબ રક્ષણુ સાજ પખાજે, ભરૂં વિષયોની ફાળ. આવ્યો હું. ૨
નરસી મીરાં ભક્ત ચરિત્રે ગાઉ નાટકના રાગ;
કટાક્ષ નેત્રે ધુન મચાવું, મનાવતો વૈરાગ. આવ્યો હું. ૩
વેદ શાસ્ત્રનોભેદ ડખોળી, પુરણુ પુરાણી વ્યાસ,
બગસમ ધ્યાન પરાયણુ યોગી, નામ ધરૂં હરીદાસ. આવ્યો હું. ૪
[1]કલિ કેશવ કિર્ત્તનના લટકે, વર્ત્તનમાં વર્ત્તુલ,
સત્ય શિલ સાત્વિકતા ત્યાગી નીતી ડુલાડુલ. આવ્યો હું. ૫
સંત દ્વિજના તેજ દ્વેષનો મહિમા ગાતો મુખ,
ઘણુા જન્મનું દરિદ્ર ટાળી, ભાગું ભવની ભુખ. આવ્યો હું. ૬
રાસ લીલામાં રસબસ રમતો ગણુતો ગોપી વૃંદ,
કૃષ્ણુ કાનજી નામ ગુણુના, ફંદે જમાવું ફંદ. આવ્યો હું. ૭

---

૧ कलि केशव कित्तनम्–આ વાક્યને આડમાં રાખી કિર્ત્તન કરાવવાને બ્હાને ધનના લોભી. વિષય વાસનાના ભુખડીયા જેનો પ્રભુના બ્હાના નીચે હરિદાસ ઉપનામથી જરદાસ રૂપે સમાજના મધ્યમાં અનેક વેષોથી પ્રજાને છેતરી પૈસા ભેગા કરી, પોતાને માટે મકાનો બાંધી, ધર્મ કે આશ્રમને બદનામ કરી રહ્યા છે. વિધવા સધવાના શિલનો નાશ કરનારા એવા પાપી આચરણુવાળા જનો માત્ર સ્ત્રિઓની પાસેથી ધન કઢાવવાની લાલચે તેને દેખતે ડોળે ધોળે દીવસે છેતરી મોક્ષ મનાવે છે. એવા કળિયુગના પાખંડાચારના ભ્રષ્ટજનો એવા પાખંડીયોને આશ્રય આપે છે. એજ અજ્ઞાનતાનો અવધિ છે. સાચી ભક્તિનો જ્ઞાનનો અને ધર્મ કર્મનો નાશ થાય છે.

રિઝવું રામા પોલ બોધમાં, ધન અન્ન વસ્ત્ર અનુપ,
વેષો ભજવી કળી હરિદાસો જરદાસોનું સ્વરૂપ. આવ્યો હું. ૮
ધર્મ કર્મ કલ્લી કીચે કળતાં જ્ઞાન ચક્કરે ચઢીયું,
યોગી વિનાયક દંભ ભક્તિમાં સમાજ રોગે સડીયું. આવ્યો હું. ૯

## સ્તવન ૪૧ મું.

### સદ્ગુરૂ જ્ઞાનીજન મળ્યા તેનો આનંદ.

( રાગ—સાધુ જનોનો સંગ-એ રાગ. )

જન્મ સફલ થયો આજ, ભાઇ જેને સદ્ગુરૂ મળીયા;
ભવ સિંધુ તારક ઝાઝ-ભાઈ-જેને. ટેક.
જન્મો જન્મના પુણ્ય ઉદયમાં (૨)
[1]દ્વિજ કાયા પ્રભુ પદની પાજ. ભાઇ જેને. ૧
સાત્વિક ગુણ સહ સત્કર્મો દૈવી (૨)
બ્રહ્માર્પણ કરવાને કાજ, ભાઇ જેને. ૨
સદ્બોધ વૃષ્ટિની તૃપ્તિ [2]વર્ત્તનમાં (૨)
ડુબતા જીવોની આવી દાઝ. ભાઇ જેને. ૩
સ્વપ્ન સુષુપ્તિના રજ, તમ ત્યાગે (૨)
વિસરાયો જીવભ્રમ સમાજ. ભાઇ જેને. ૪
દૃશ્ય ઘટો ભુલતાં અંતરમાં આલેખ્યા (૨)
સાક્ષી ચેતન શિર તાજ. ભાઇ જેને. ૫
ત્રિપુટી ચતુર્દલ પંથજ છુટતાં (૨)
દરસ્યા ૐ પ્રિયપતિ રાજ. ભાઇ જેને. ૬

---

૧ જંતુનાં નર જન્મ દુર્લભમતાં પુંસ્ત્વંતતો વિપ્રતા અનેક જંતુઓમાં માણસનો અવતાર અતિ દુર્લભ છે તેમાં પણ પુરૂષનો અવતાર અને તેમાં પણ બ્રાહ્મણનો અને દ્વિજ સંજ્ઞારૂપે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યનો અવતાર તો અત્યંતજ દુર્લભ છે. ૨ પોતાના વર્ત્તનમાં જેના હૃદયે સદ્બોધામૃત જ્ઞાન વૃષ્ટિ થાય છે. તેવા ડુબતા જીવોની દયા પ્રભુનેજ આવે છે.

દશ દિશમાં યોગામૃત રેલ્યું (૨)
ડુબ્યો મન વાણીનો અવાજ. ભાઇ જેને. ૭
દેહ-જીવ-ઇશ-માયા-ગુમ ગુરૂ ચરણે (૨)
પ્રભુ મળીયા ગુરૂરૂપે આજ. ભાઇ જેને. ૮
યોગી વિનાયક ભકતોના બેલી (૨)
બાંહ્ય ગૃહ્યાની રાખી લાજ. ભાઇ જેને. ૯

---

## સ્તવન ૪૨ મું.

---

### પ્રભુપદ પરમપદમાં રમવાનો યોગ.

(રાગ—સાધુજનોનો સંગ-એ રાહ.)

છતા દેહે તજે અભિમાન, તેવા ભકતો. પ્રભુ ચરણે રમતા.
જ્યાં ત્યાં જેતે પ્રભુ ભાન; તેવા ભકતો પ્રભુચરણે રમતા. ટેક.
રજતમ રોગોના ત્યાગી. ભોગોના વૈરાગી. (૨)
સત્વ કર્મો પ્રભુ અર્પણ દાન. તેવા ભકતો૦ ૧
દ્વૈત દ્વંદ્વ દોર તોડી, છોડી દેહ દૃષ્ટિ (૨)
શશી પેરે રમતા સમાન. તેવા ભકતો૦ ૨
નારી નરના ભેદ ભુલી, ખોલ્યાં બુદ્ધિ તાળાં (૨)
અંતરમાં ગાતા ગુણ ગાન. તેવા ભક્તો૦ ૩
ગંગા યમુના સ્નાન પાને, ત્રિપુટીના શિખરે (૨)
સુષુમ્ણાએ સરસ્વતિ ધ્યાન. તેવા ભકતો૦ ૪
જપ તપના શુદ્ધ પ્રેમી હંસા મુકતા ચરતા (૨)
છુટયું બગ ઠગનું તોફાન. તેવા ભકતો૦ ૫
જીરણ ઘડમાં જાગ્યો છે જુનો સાક્ષી જોગી (૨)
કર્મ ગુણ વિદ્યાનો ઇશાન. તેવા ભકતો૦ ૬
સમાધિમાં સાધ્ય સિદ્ધે જગવી જળહળ જ્યોતિ (૨)
ભુલ્યો કાયા માયાનું રહેઠાણ. તેવા ભકતો૦ ૭
યોગાનંદની અવધી ૐ પ્રિયપતિ સેવા (૨)
ભેટી મતિ-પતિને બેભાન. તેવા ભકતો૦ ૮

રસામૃતની ધારામાં ગુપત વાણી મનડું (૨)
અનુભવ શું કથે સુણે ? ? કાન. તેવા ભક્તો૦ ૯
યોગી વિનાયક પ્રેમે ભક્તિ કરૂણા રેલે (૨)
(તો) હસ્તામલકવત્ પીછાણ. તેવા ભક્તો. ૧૦

---

## સ્તવન ૪૩ મું.

---

### જન્મ સફળ કરવા પરમેશ્વરની સ્તુતિ.

( રાગ શું કહું કથની મારી રાજ–એ રાહ. )

ભવસિંધુ કેમ તરીયે નાથ, જન્મ સફલ કેમ થાશે;
અહં મમતા કેમ હરીયે નાથ, પ્રભુ પદ કેમ પમાશે. ટેક૦
સ્થુલ પ્રદેશે અસુરોના ત્રાસો, અવિચલ કરે હકદારી;
પ્રારબ્ધ નામે વસે ઘટ ભીંતર, છોડે ન કદી સરદારી. હે નાથ. ૧
અંતર સૂક્ષ્મ પ્રદેશ ભૂમિમાં ષટ્શત્રુ બલે પેઠા;
મિત્ર બની સહુ કાર્યે પોતાનું, થાણું અમર કરી બેઠા. હે નાથ. ૨
રજસ તમસની ઘોર તિમિરતા અસુરોની પટરાણી;
નિશાચરીએ રેતી પીલાવી, જોડયા માયાવી ઘાણી. હે નાથ. ૩
કર્મ ધર્મ જાતી ભાતી તજાવ્યાં, વિષયાસુર થયો સંગી;
વિલાસવતીનો રસિક સિન જોતાં ચક્ષુ બન્યાં બહુ રંગી.હે નાથ. ૪
દરિદ્ર, દુઃખ ક્ષય વ્યાધિ વળગ્યો, રોગી બન્યા હરનિશના;
ત્રાસ ત્રાસ!!! ઓ બાપ !!! ની બુમમાં આશ્રયો શું પરમેશના.હે નાથ.૫
ગર્ભગીતાનાં વચનો વિસરી, વંઝા ગૌ દોહવા લાગ્યો;
વિશ્વાસ હીન બે ભાન બન્યો પણ કુસંગથી નવ જાગ્યો. હે નાથ. ૬
કારાગૃહ સુખ માની રમતો નૌકા ન નજરે દેખાતી;
ભૂ ભૂતળ એકાકાર ગગનમાં ઉદય દિશા ન સમજાતી. હે નાથ ૭
કાળચક્રનું વાવાઝોડું, વાયુ વેગે આયુ ખાતો;
ઋષિ મુની કવિ નૃપ ધનિકોની શરમે નહિં શરમાતો. હે નાથ. ૮
ક્યાં છો ?? દોડો !!! ધાઓ !!! પ્રભુ બ્હારે કરૂણા કરી લીયો નાવે;
યોગી વિનાયક સદ્ગુરૂ વિણ ભવ સિંધુ અંત કોણ લાવે. હે નાથ. ૯

---

## સ્તવન ૪૪ મું.

### એક ભક્તજને પુછેલા પ્રશ્નોના જવાબ.

( આ કવિતા વિશ્વજ્યોતિ નામના માસિકમાં છપાઈ છે. )

( રાગ—ગઝલ. )

નથી આલમ મહિં જાદુ !! નેત્રમાં આવીયાં પડળો !!!
હકિમો વૈદ્ય હાજર છે!!! દવા અંતર તણી દેવા!!! ૧
અંધનો ભ્રમ રહ્યો રોકી !!! સદા અંજન નજર આગે !!!
આંજતા વૈદ્ય મરજીવા !!! ઇશારત શું હવે કરવી !!! ૨
શુરાનું શુર હૃદયે છે ??? ટાળતા ભ્રાન્તિના તિમિરો !!!
ઈલ્મિને ઇલ્મ અનુભવતાં !!! પુછો શું શબ્દ દૃષ્ટિથી !!! ૩
ખુવારી શેં કરી ?? જાતે !!! ઈશારે ગુંગળાતાં જો !!!
અંધત્વે જીંદગી જોતાં !!! સદા યાદી દેનારો છે !!! ૪
દૃષ્ટિના દોષમાં ડુબતાં !!! અસ્તિ નિજનુર વિસરીને !!!
રૂદન ના કર હવે ઇન્સાન !!! નથી કોઇ ભિન્ન પોતાને !!! ૫
જાદુની ગ્રંથીઓ છેદે !!! રૂદન તો નિર્બલે આવે !!!
મોહોની દંદ્વ રોવરાવે !!! સદા નુર નિજ નેત્રે છે !!! ૬
ચમન મન ચિત્તની ભ્રાન્તિ !!! શું જોવો શોખ સ્વપ્નાનો !!!
નજર કર નિજમાં પુરી !!! સત્તા પૂર્ણે ઠરી જોજે !!! ૭
નુરે તો પૂર્ણ અવિનાશી !!! નજરબંધી કદી ન્હોતી !!!
ભાન થાતાં નથી અંધો !!! નાખુશી કે મુરાદો ના !!! ૮
સ્વતઃ તે હાથમાં આવ્યું !!! હતું તે નુર અસ્તિત્વે !!!
શિતળતા શાન્તિની પ્રાપ્તિ !!! છુટ્યા પાટા જનિમૃતિના !!! ૯
સુષુપ્તિ ઘોર નિંદરડી !!! અધઃ સ્વપ્ને રમે જીંદગી !!!
ખતમ શું ?? રાજી શું ?? બકતા!!! પુછો શું ?? હા કે ના ઉત્તર !!!
પુરા વૈદ્યે દવા દેવા ?? કર્યાં છે નિર્ણયો યોગે !!!
તૈયારી છે !!! તૈયારી છે !!! ઇશારત આશ તજી લેવી !!! ૧૧
હવે જો દંભ દેખાશે !!! અહં જો જીવતું થાશે !!!
પુનઃ અંધત્વ ઘેરાશે !!! દવા કરથી ઉડી જાશે. !!! ૧૨

ભલા !!! ભુલે સફળ ફેરા !!! દવા કે વૈદ્ય નહિ દરસે !!!
યોગી કરૂણા રસે ન્હાતા !!! નુરે આ ઇલ્મ છે નિજમાં. ૧૩

## સ્તવન ૪૫ મું.

### પરમેશ્વરની સ્તુતિ.

( રાગ—કાલિંગડાની દેશી-ત્રીતાલ. )

જય જય બુદ્ધિપતિ પરમેશ. (૨)
સચરાચરમાં વ્યાપક સાક્ષી, આત્મા સ્વરૂપ દિનેશ. જય જય. ટેક
જળ બિંદુવત્ આપજ રમતા, રામજ પૂર્ણ સુરેશ (૨)
જ્ઞાન શલાખા ધર્ત્તા સદ્‌ગુરૂ, તજાવતા ભયશેષ. જય જય. ૧
અવિનાશી પ્રભુ અંતરયામી, દર્શન સત્વ સ્વદેશ (૨)
રજ તમ તિમિરે આપ છતાં પણ દરસો નહિ લવલેશ. જય જય. ૨
સર્વ સિદ્ધિપ્રદ સત્યબુદ્ધિ પ્રદ, ધર્મ પ્રદાતા મહેશ (૨)
શુદ્ધ પંથ તારક ભવસિંધુ, દરસો દેહ પરેશ. જય જય. ૩
ભક્ત રક્ષણે અનેક નામે. ધાતા અનંત વેષ (૨)
પ્રિયપતિ યોગી ૐ ચિંતામણી પ્રણવ સ્વરૂપ ગણેશ. જય જય. ૪

## સ્તવન ૪૬ મું.

### પરમેશ્વર પરમાત્મા ૐકારનાથનું સ્વરૂપ-સ્તુતિ.

( રાગ—ભૈરવી-ચલતી. )

નિરંતર બ્રહ્મ છોરે—
નિરંતર બ્રહ્મ છોરે, બાહ્યાંતર બ્રહ્મ છોરે.
જ્યાં ત્યાં સત્ય સ્વરૂપ અધિષ્ઠાન, સ્વયં જ્યોતિ ઘન પૂર્ણ
નિદાન. નિરંતર. ટેક.
(સાખી)-અમૃત અવિનાશી સદા અચ્યુત નિત્ય અજીત;
અસ્તિ સ્વયં ત્રિકાલમાં નિત્ય ત્રિકાલાતીત.
અગમ્ય વાણી મન ગતિ પાર, અવિચલ આનંદ અપરંપાર. નિરંતર ૧

(સાખી)-અકાળિત અનંતતા વસે સંખ્યાતીત પરમેશ;
દેશ કાળ વસ્તુ રહિત નિર્બાધિત અવશેષ.
શાન્તિ અવિકલ નિર્ભય આપ, નિર્મળ સ્વયંપ્રકાશ અમાપ. નિરં. ૨
(સાખી)-વિશેષ વિશેષણુ રહિત છો, અસ્તિ ભાતિ પ્રિય શાન,
નિર અવધી નિઃશંક છો, સંત મુક્ત વિજ્ઞાન.
સદ્‌ગુરૂ પ્રિયપતિ ॐકારનાથ, સકલ સિદ્ધિ કરૂણા રસ સાથ. નિરં. ૩
(સાખી)-હું તું તે સો આ એ છો, પોતે પૂર્ણ તમામ;
શબ્દ સાગરે બિંદુ સમ, રમતા આત્મારામ.
વાસો પય ઘ્રત સમ અવિનાશ, નામરૂપ જગ દેહે છો વિકાશ. નિરં. ૪
(સાખી)-દ્રશ્ય ભવાબ્ધિ દેહ જગ, રજ્જુ સર્પવત્ ભાન;
દેખાય રજતે છીપ છે, સત્ય રૂપ અધિષ્ઠાન.
અવિદ્યા ભાસ ત્રિગુણુનો વિલાસ, સહુએ ભ્રાન્તિમય પ્રતિભાસ. નિ. ૫
(સાખી)-[1]બુદ્ધિ માયા લય તણો સ્વસંવેદ્ય નિજદેશ;
માયા બિંબ [2]માયિ કહો સાક્ષી ઇશ્વર વેષ.
વિદ્યા "અંતર્યામી" સ્થાન, વ્યાપક સમ વિષ્ણુ ભગવાન. નિ. ૬
(સાખી)-ઇશ્વરના પ્રતિબિંબનો પ્રકાશરૂપ પ્રતિભાસ;
ચિદાભાસ જીવ જાણુવો વેદ વચન ઇતિહાસ.
સહુ એ અહં-માયા ને વિસ્તાર, અવિદ્યા રજતમમય સંસાર. નિ. ૭

---

૧ મૂળ પ્રકૃતિ અવ્યકત તેજ બુદ્ધિનો સૂક્ષ્મ પ્રદેશ. તેના લય એટલે અભેદ યોગનો યોગ-તેજ પરમાત્મા ઉપાસ્ય અધિષ્ઠાન સ્વયંવેદ્ય ॐકારનાથ છે અને તે સનાતન વૈદિક ધર્મના શિષ્ટ સજ્જનોના ઇષ્ટ છે. એમ જાણો તેજ પરમેશ્વર છે.

૨ આ અવ્યકત માયા બુદ્ધિમાં જે બિંબ જણાય છે તેને શાસ્ત્રકારો ઇશ્વર કહે છે. આ સ્થાને પ્રકૃતિ અવ્યકત નામ બદલી જરા જાડયાંશ સ્વભાવ રૂપે મહત્તત્વા કહેવાય છે. મહત્તત્વા બુદ્ધિના બે પ્રકાર છે. ૧ વિદ્યા, ૨ અવિદ્યા. વિદ્યામાંથી સમષ્ટિના ત્રીગુણના ત્રણ દેવતા બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર છે અને અવિદ્યામાંથી ત્રણ ગુણના ત્રણ જીવાત્માઓ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ છે. એ સત્ અહં ઊત્થાન અને અવિદ્યાના સંગનું પરિણામ છે અને તેજ રજતમ સંસાર આલેખે છે.

(સાખી)-વિકલ્પની કલના નરી, માયા મતિનો ખેલ;
શ્રીફળ પણ સાકર તણું, તલ અંતર્ગત તેલ.
દિસે અલંકાર પણ હેમ, ઇશ-જીવ-જગ અધ્યસ્તે તેમ. નિરં. ૮
(સાખી)-ગુરૂગમ મરજીવા રમે, સંત મુક્ત નર જોય;
શૂરા વિજયી નિવડયા, યોગી વિનાયક કોય.
સમાધિ ઋતંભરાની સેવ, દરસ્યા નિજ પરમાત્મા દેવ. નિરં. ૯

---

## સ્તવન ૪૭ મું.

---

### પરમાત્મા પરમેશ્વર પ્રત્યે કરેલી મુમુક્ષુની સ્તુતિ.

( રાગ—પડીરે જશે-એ રાગ, ભજન. )

વિસરશો નહિંરે સ્વામી, ભુલશો નહિં-સદગુરૂ ચુકશો નહિં;
વ્હાલા-અપરાધી, શરણાગતને વિસરશો નહિં. ટેક.
વર્ણાશ્રમ ધર્મ ન જાણું, સ્વચ્છંદે વ્હાતું વ્હાણું; (૨)
કરૂણાની દષ્ટે કસુરો દેખશો નહિં, ઊન્મત્ત લેખશો નહિ. વ્હાલા. ૧
કર્મોની ગહન ગતિમાં, બ્રહ્માર્પણ સમજ મતિમાં; (૨)
હાર્યો છું નાથ!!! ગૃહ્યો કર મુકશો નહિં તારવા ચુકશો નહિં. વ્હાલા. ૨
દેહાની દૃષ્ટિ જમતાં, આત્માની સમજ વિસરતાં; (૨)
અંતર્યામી છો પ્રભુજી દુર થશો નહિં, નમેરા તો થશો નહિં. વ્હાલા. ૩
તમારૂં ને તમને દેતાં, મિથ્યા "હું" માની લેતાં; (૨)
કૃપિણને દાંભી દેખી ખીજશો નહિં, ક્રોધે ભરાશો નહિં. વ્હાલા. ૪
સ્વાર્થે લોક માન સાધી, સ્મર્ણ ધ્યાનમાં ઉપાધિ; (૨)
પાખંડે રાચું તે જોઇ ધ્રુજશો નહિં, ક્ષમતા ત્યાગશો નહિં. વ્હાલા. ૫
મુખ પાઠે મુક્તજ યોગી, હૃદયે દેહ ધનનો ભોગી; (૨)
છલ ખલ મલ મસ્તિ જોઇ તરછોડશો નહિં, પ્રીતી તોડશો નહિં. વ્હાલા. ૬
બાહેર બ્રહ્મચર્ય બતાવું, પ્રિયપતિ ૐ પલ નહિં ગાવું; (૨)
ચિંતન હરનિશની ખોટે, મુંઝાશો નહિં સેવા ચુકવશો નહિં. વ્હાલા. ૭
રજ તમ આળોટું ઝાઝો, કર્મોથી સદ્ગુરૂ લાજો; (૨)
દીન-તારકશ્રમથી પાછા હડી જશો નહિં, પ્રભુજી ડરી જશો નહિં. વ્હાલા. ૮

અહં મમત અંતર ઝુલે, મતિ મંદિર દ્વાર ન ખુલે; (૨)
દોષોની અપારતા એ વિરમશો નહિં, દર્શન છોડવશો નહિં. વ્હાલા. ૯
સત્યં જ્ઞાનમનંત સ્મરણે, પ્રિયપતિ ગુરૂ ગણેશ ચરણે; (૨)
વિનાયક આત્માદિ દન છોડવશો નહિં, ભેદે ભોળવશો નહિં. વ્હાલા. ૧૦

---

## સ્તવન ૪૮ મું.

---

### મુસાફર જીવાત્માને મુસાફરી કરવાનો ઊપદેશ.

( રાગ—ધનાશ્રી-ત્રીતાલ, પ્રભાતમાં પણ ગવાય છે. )

મુસાફર-સફલ મુસાફરી કરજે,
ત્રિકાલ સેવા પુનિત જીવનથી, પ્રભુ ચરણે ચિત ધરજે. મુસાફર. ટેક૦
કાયા નગરથી સાધી મુસાફરી, “ [1]ભોમીયા ” સાથે વિચરજે;
રજતમ પોળે પ્લેગ ગલીચી, દુર્ગંધી તજી ફરજે. મુસાફર. ૧
શિતલ શિલ વૃક્ષ નવપલ્લવ, સત્વ છાયા પદ ધરજે;
સત્ય સુમનના પરાગ સુગંધે, ક્ષુધા તૃષ્ણાને હરજે. મુસાફર. ૨
ઘટ ઘટ નિર્મળ જળાશયી દરસી, દ્વેષ કલેશ સંહરજે,
અપેય ભક્ષી અસુરોથી બચવા, વિરાગ શસ્ત્ર વાપરજે. મુસાફર. ૩
જપ-તપ મિત્ર સહોદર શાન્તિ, ૐ ૐ મુખ ઊચરજે;
[2]અંતર્યામીના જ્ઞાન ક્ષેત્રમાં પ્રજ્ઞા જાગૃતી ભરજે. મુસાફર. ૪
જનની તત્વ તીર્થમાં સ્નાને, ધ્યાન ગુરૂપદ ધરજે;
બોધ પાનમાં સાધી સુષુમ્ણા, યોગ મતિએ વિહરજે. મુસાફર. ૫
ગુરૂ નૌકા રક્ષણ આજ્ઞાધીન, સિંધુ પાર ઉતરજે;
ભવાટવી તજી વ્યોમ વિહારે, નિશા તિમિર પરહરજે. મુસાફર. ૬
અરૂણોદયની ઉજ્વલ દિશામાં, ભેદ દૃષ્ટિથી ડરજે;
ઘર ઘર મંગલ ગીત ગાનના, ભજનભૂવનમાં કરજે. મુસાફર. ૭

---

૧. ભોમીયો એટલે બ્રહ્મશ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત સંત.

૨. બુદ્ધિ ગુહાના અંતરમાં પ્રકાશમાન રહેલા સ્વયંજ્યોતિ વ્યાપક પરમાત્મા.

૩. જનની વિદ્યા એટલે બ્રહ્મવિદ્યા-ઊપનિષદ વિદ્યા.

[1]તુર્ય સમાધિ ઇશ ઉદ્યાને, સાક્ષી **અસંગ** ધરજે;
**દેહોહં** મમ ભેદ [2]**ગુણુની** ભ્રાન્તિ **વાસના** હરજે. મુસાફર. ૮
વ્યોમ પાર છે [3]**વિષહર** અમૃત **સ્વસ્વાનંદ** પ્રેમ ભરજે;
વ્યાસ-શુક-શંકર યોગીજન, જ્યાં ઠરીયા ત્યાં ઠરજે. મુસાફર. ૯
**સ્વયંજ્યોતિ** અધિષ્ઠાન પરમપદ, [4]પૂર્ણ સુખે અનુચરજે;
**सत्यं ज्ञानमनंत** મનવાણી, [5]**બાવન** શિમા પરહરજે. મુસાફર. ૧૦
ૐ ૐ ૐ ૐ સ્મર્ણે પ્રેમથી, **પ્રિયપતિ** ચરણે વરજે;
યોગી વિનાયક ગુરૂગમ શાન્તિ, બેડાપાર ભવ તરજે. મુસાફર. ૧૧

## સ્તવન ૪૯ જું.

### પ્રભુની સ્હાયતા કેવી રીતે મળે ? ? તે વિષે.

( રાગ—સોયણી ત્રીતાલ. )

પ્રભો ! ! ! કેમ કરી આવો વ્હારે; (૨)
જાણ્યા નાંહે ઘટ ઘટ પ્રભુ ભરીયા, સત્વવર્તન ખોટ ભારે; પ્રભો !!!
(સાખી) ધન સુત નારી પ્રાપ્તિને, પ્રભુ કૃપારૂપ જોય; (૨)
દૃશ્ય લીલા ક્ષણુ નાશની મુરખ મન સુખ મ્હોય.
રજતમ વિષય વિહાર કર્મનાં, ફલ પ્રભુ જ્ઞાન વિસારે; પ્રભો !!! ૧
(સાખી) કાયા નગરી કારમી અહં સર્પનો વાસ, (૨)
દ્વાર દ્વાર ષટ્રિપુ વસ્યા, ત્યાં જીવ કરે વિલાસ.
પણુ વિષ સિંધુમાં અમૃત ક્યાંથી ? ? જીવન કેમ વિસ્તારે. પ્રભો !!! ૨

---

૧. ચોથાપાદ-ત્રીગુણુની અનેક ત્રિપુટીઓથી પરે જે જ્ઞાન પ્રકાશ ભૂમિ છે તે.

૨. यो वेदानिहितं गुहायां परमेव्योमन्-આ શ્રુતિ બુદ્ધિ રૂપ ગુહાનો મર્મ કહે છે.

૩. આ તુર્ય સ્થાન તે વિષપાન કરી વિષ હરનારો સદાશિવ શંકર છે તેની પરે.

૪. પરમાત્મા પરમેશ્વર પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છે.

૫. છત્રીસ વ્યંજન અને સોળ સ્વર મળીને બાવન અક્ષર છોડી અક્ષરાતીત પ્રભુ છે.

(સાખી) મદ મદિરામાં છાકટો છળ દંભે મશહુર; (૨)
સર્વ પ્રભુ રૂપને ઠગી ધર્મ કર્મ નિષ્ઠુર.
જરીયન મ્યાન અસિ અંતરમાં પાષાણુ નૌકા શું તારે ?? પ્રભો!!! ૩
(સાખી) મમતાનો મર્કટ નચેં ²લાધા ભર્યો વિવેક; (૨)
મૂર્તિ તેજ દ્વેષની, વેષ ભક્તિનો ટેક.
યોગી વિનાયક સત્ય વિસારી, છાપાં તિલક પ્રસારે. પ્રભો !!! ૪

## સ્તવન ૫૦ મું.

### પરમેશ્વરનો મહિમા અપાર હોવાથી વાણીમાં નથી.

(રાગ—આશાવરી-ત્રીતાલ.)

પ્રભુજી શું કહીને બોલાવું (૨)
થાકી શારદા થાકી સુમતિ, [1]વેદે તજ્યું ગુણ ગાવું. પ્રભુજી. ટેક.
નિરંતરે રસ સિંધુ સભરે, શું મહિમા શોભાવું, (૨)
[2]વિરહાગ્નિને એક બિંદુથી, શી રીતે બુઝાવું ? ? પ્રભુજી. ૧
શૂન્ય સાગરે અસ્તિ જળને શું જોવું જોવરાવું, (૨)
પ્રેમ કટાક્ષે માર્મિક [3]શરના મારે શું બલ સ્હાંઉ ? ? પ્રભુજી. ૨
વ્યોમ [4]ભેદીની અગમ્ય નિર્મલ ધારામાં કેમ ન્હાઉ (૨)
મન વાણી નિજ વિહાર ત્યાગી પડ્યું ખરે લજવાવું. પ્રભુજી ૩

---

૧ વેદમાં નેતિ ઉચ્ચારથી વેદ પણ થાક્યા છે. यतो वाचो० આ શ્રુતિથી વાણી મન થાક્યાં છે.

૨ પ્રભુનો પડેલો વિરહ એવા અગ્નિને એક ટીપા પાણીથી શી રીતે બુઝાવાય ? ? શુન્ય રૂપ સાગરમાં અસ્તિ રૂપ જળ છે તેને કેવી રીતે જોવું અને કેવી રીતે જોવરાવવું. એ તો પ્રેમ દષ્ટિથીજ જોવાય છે. પણ એવા પ્રેમના માર્મિક કટાક્ષથી શર એટલે બાણના મારમાં મારે કયું બળ સ્હાવું. ? ? અર્થાત્ મારૂં બળ કંઇ કામ આવતું નથી. જ્યારે આમ છે ત્યારે પ્રભુ તમને કેમજ ઓળખવા ? ?

૪ આકાશનો ભેદન કરનારી જ્ઞાનની ધારામાં કેમ સ્નાન કરીયે ? ? કેમકે મનવાણી ડુબી જાય છે, અર્થાત્ લજવાય છે તેથી ગુણ કેમ ગવાશે ? ? તે સમજાતું નથી

નામ રૂપનો દૃશ્ય અનુભવ મન માન્યું ગુંગળાવું, (૨)
**અસ્તિ ભાતિ પ્રિય** લક્ષણુ લેખી, કાયરને ગરકાવું. પ્રભુજી. ૪
અધિષ્ઠાન સંકલના પેખી, અધ્યસ્તમાં લય થાવું, (૨)
મનવાણીમાં માયા (બુદ્ધિ) રમતી સ્વસ્વાનંદ કેમ સ્હાઉ ?? પ્રભુજી. ૫
સ્વયં અભેદે **સાક્ષી** વદતો [1]સાક્ષ સમિપે થાવું (૨)
**દ્વૈતાદ્વૈત** અભાવ પરખતાં; વન વગડે લુંટાવું. પ્રભુજી. ૬
**વ્યાપક** કહેતાં [2]**વ્યાપ્ય** રક્ષણે મહત્તા નિજની ડુબાવું (૨)
બાહ્યાંતર વદી [3]ગુહા ગહ્વરે **અંતર્યામી** ગણાવું. પ્રભુજી. ૭
સ્વસ્વરૂપમાં શાણી [4]**સુરતા** સરિતા સિંધુ ગુમાવું (૨)
યોગી વિનાયક **પ્રિયપતિ** પાદે, પતિવ્રતાને સમાવું. પ્રભુજી. ૮

---

## સ્તવન ૫૧ મું.

---

### આ જગતમાં કોઇ કોઇનું નથી.

( રાગ—આશાવરીની ધુનમાં. )

નથી કોઇ બેલી થાનારાં, (૨) સૌયે ગયાંને જાનારાં. નથી ટેક.
કર્મ બળે મળતા દેહોને કર્મે મળનારાં (૨)
કર્મયોગ સંસ્કારે રહેતાં કર્મે ટળનારાં. નથી કોઇ. ૧
જુજવા ભવમાં જુજવાં સોસુલ, જુજવાં જડનારાં (૨)
શેં આવે જીવ અહંમમ બંધન જનિમૃતિ દેનારાં. નથી કોઇ. ૨
કોણુ માત કોણુ પીતા સહોદર, સંસ્કારે વસનારાં, (૨)
કોણુ પત્નિનો પતિ દેહાન્તે ભાવિ વદનારાં. નથી કોઇ. ૩
અમિ ભોગીને વિષનો પ્યાલો સો સો પાનારાં, (૨)
મોહ મદિરા વિષયે છાકટાં સ્વાર્થે લુંટનારાં. નથી કોઇ. ૪

---

૧ સાક્ષ એટલે જગત અથવા દેહ. ૨ વ્યાપ્ય એટલે શરીર. ૩ ગુહા એટલે બુદ્ધૌ ગુહાયાં બુદ્ધિ રૂપ ગુહા. ૪ સુરતા પ્રભુમાં સમાઇ જનારી જ્ઞાન પ્રકાશીની અવ્યકત બુદ્ધિ અર્થાત્ યોગ શાસ્ત્રની ઋતંભરા નામક શુદ્ધ પતિવ્રતા બુદ્ધિ કે જે પોતાના પરમાત્મામાં સમાઇ તદ્રૂપ થાય છે. बुद्धिस्तु न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ શ્રુતિ છે.

આયુ: કાળના નાટક ભજવ્યા, દુઃખ સુખ રડનારાં, (૨)
સ્મશાનમાં સ્વપ્નાનાં દર્શન, વ્યર્થજ જીવનારાં. નથી કોઇ. ૫
કાગા કળકળે ખંડેર મેહેલો, દેખાય અંધારાં, (૨)
શ્રીમંત ભુખ્ખડ નેત્રે અશ્રુ વ્હેતાં ચોધારાં. નથી કોઈ ૬
નુગરાં ભાન તજીને ભમતાં રામ ન રટનારાં (૨)
પશુવત્ વિષયાધીનમાં નુતન પશુ અવતરનારાં, નથી કોઇ. ૭
દ્વેષ કલેશ અહંમમ નિદ્રાધિન, માન મેળવનારાં (૨)
શુક પિંજરમાં લોહ જંજીરને સ્યેન જ તોડનારાં. નથી કોઇ. ૮
ચક્ષુ સન્મુખ ક્રુર કાળની ચોટે ઉડનારાં (૨)
વિનાયક પ્રભુ બેલી થાય તો સૌ દુઃખ ફીટનારાં. નથી કોઇ. ૯

## સ્તવન પર મું.

### સજ્જન ભકત રાજે કરેલી પ્રભુ સ્તુતિ.

(રાગ-ગરબી.)

મારા અંતરના આધાર, ૐ સદ્‌ગુરૂ વ્હારે વળજો.
મારા હૃદય વિષે રમનાર ૐ સદ્‌ગુરૂ વ્હારે વળજો. ટેક.
રંગ બેરંગી પાષાણુ નોકા દેખી મોહે કળીયો (૨)
નિજ હિત ત્યાગી બની દુર્ભાગી કુસંગતીમાં ભળીયો. મારા. ૧
મિત્ર મળ્યા સૌ રાજસ તામસી, અવળ પંથ લઈ જાતા, (૨)
અહં મમતના ભોગે ભમતાં સત્વ મિત્રો વિસરાતા. મારા. ૨
જાદુભરી જંજાલ રમતમાં, જાળે જીવડાં ફસાયાં (૨)
સેવા પ્રેમામૃતનો પ્યાલો ઢોળીને વિષ પાયાં. મારા. ૩
સંત વાકયની શ્રદ્ધા છુટી ઉદાર કર્મો ત્યાગ્યાં (૨)
સન્મુખ કાળ કરાળ ત્રાસમાં નુતન દુઃખો જાગ્યાં. મારા. ૪
નદી કિનારે તરસે મરીયાં તજી કલ્પતરૂ છાય (૨)
માછી વિનાની નાવડલી તે ડુબે ભવસિંધુ મ્હાંય. મારા. ૫
પાષાણુમાં નહિં પ્રવેશ પામે, પ્રેમનાં તીણાં તીર (૨)
શરણાગતના બેલી સ્વામી કયાં લગ ધારૂં ધીર. મારા. ૬

અંતરીયાળ ડુબે છે નૌકા છોળોમાં કેમ ઠરીયે (૨)
પ્રાણનાથ કર સ્હાઇ હ્યો શરણે તોતો પાર ઉતરીયે. મારા. ૭
સાચું સગપણ પ્રિયપતિ સ્વામી સદ્‌ગુરૂ કરૂણા પસારો (૨)
જ્ઞાન ભકિત પ્રકટાવો અંતર વિજોગ બંધ નિવારો. મારા. ૮
કાળા કર ધોવરાવો નાથજી, નિજનાં ગણી બચાવો (૨)
સરિતા પ્રેમ કટાક્ષે ખેંચી, નિજ સિંધુમાં સમાવો. મારા. ૯
સુખ આનંદ તૃપ્તિની ધારા, રોમરોમ પ્રસરાવો (૨)
યોગી વિનાયક સ્વયંજયોતિ રસ, રગો રગમાં રેલાવો. મારા. ૧૦

---

## સ્તવન ૫૩ મું.

---

### મહાન્ પ્રેમી હરિજને કરેલી પ્રભુ સ્તુતિ.

( રાગ—ગરબી સદ્‌ગુરૂ દેવને કરૂં વિનતી–એ. )

ૐ સદ્‌ગુરૂ દેવ વ્હારે આવજો (૨)
નિજ જન ભવ જલતારણહાર, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ટેક.
ભટકયો અનંત જન્મની ખાણમાં (૨)
પાર ન આવે ગણતાં કાય, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ૧
કર્મો સમ થાતાં કરૂણા કરી (૨)
માનવ દેહે દીધી સ્હાય, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ૨
પ્રભુજી પડેલ વિજોગ વિદારવા (૨)
માનવ છતાં વિસારી વાત, હો નાથ–ૐ સદ્‌ગુરૂ ૩
પંચ ભૂતોનો વાસો આ બંગલે (૨)
નૃપતિ અહં અસુર સંગાત, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ૪
તિમિરે દશ્ય સિનેમા જોઇને (૨)
તન્મય ભોગે બનીયો અંધ, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ૫
ષટ્‌શત્રુ દલ ચોકી કારમી (૨)
કરીયા પ્રભુપદ દ્વારો બંધ, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ૬
ચુસે ચસચસ અમિરસ રક્તને (૨)
ખોયો સાત્વિક યોગ વિહાર, હો નાથ–ૐ સદ્‌ગુરૂ. ૭

ભુલ્યો સ્વધર્મના વ્યવહારને (૨)
બનીયો પામરનો સરદાર, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૮
પ્રભો શું ? ? યાદજ આવો પ્રેમથી (૨)
સ્વામી કેમ કરી ગ્રહાશો હાથ, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૯
નથી તો દાન પુન્ય બલ સત્યનું (૨)
નથી તો સંત તણો સંગાથ, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૦
ડુબે ભવજળ નૌકા કિનારમાં (૨)
ધાજો બુદ્ધિ પ્રિયપતિ પ્રાણ, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૧
સાચા સ્વામિ અંતરમાં વસ્યા (૨)
સંત સ્વરૂપે આપ્યું પીછાન, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૨
સાક્ષી દર્શન કરીયાં પ્રેમથી (૨)
નિજ જીવ, શિવ રૂપ થાતાં અસંગ, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૩
પામી પ્રિયપતિ ૐકાર નાથને (૨)
સુખ સિંધુમાં રસબસ ગંગ, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૪
વર્ણન વાણી મનડું શું કરે (૨)
જ્યોતિ પૂર્ણ પ્રભુનું ભાન, હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૫
યોગી વિનાયક હૃદયે વાસતાં (૨)
અવિચળ પરમપદે રહ્યું ધ્યાન. હો નાથ-ૐ સદ્‌ગુરૂ. ૧૬

---

## સ્તવન ૫૪ મું.

---

### પરમાત્મા પરમેશ્વરના દર્શનનો આનંદ-અનુભવ.
(રાગ—આનંદ મારા મંદીરીયે-ગરબી.)

ધન્ય આજે આનંદ દી ઉદય થયો (૨)
ઉઘડયાં સ્વાનંદ અનુભવ દ્વાર, પરસ્યા શ્રી ૐકારનાથને. ૧
પામ્યા સદ્‌ગુરૂ કૃપા કુંચી હાથમાં (૨)
બુદ્ધિ પ્રેમના ખોલ્યા ભંડાર, પરસ્યા શ્રી ૐકારનાથને. ૨
જન્મોજન્મના વિયોગને ટાળવા (૨)
બ્રહ્મવેત્તા એ સંત પીછાણુ, પરસ્યા શ્રી. ૩

ભીડો ભ્રાન્તિની કાયા અંધકારને (૨)
સ્હેજે હઠતાં પ્રકટે જ્ઞાન ભાણુ. પરસ્યા શ્રી. ૪
વૈરી ષડ્દલ અહું મમતા ગળ્યાં (૨)
થયાં શત્રુ ટળીને મિત્ર રૂપ. પરસ્યા શ્રી. ૫
**સત્વ** બંધુ **શિયળ** સાચા સ્નેહથી (૨)
**સત્ય** વચનનો પુર્ણ પ્રતાપ. પરસ્યા શ્રી. ૬
**કર્મ** દાન ગુરૂ સેવા સાહ્યતા (૨)
પહોંચે આકાશની પેલે પાર. પરસ્યા શ્રી. ૭
વેગે ગુરૂકૃપા ચઢીયા વિમાનમાં (૨)
છુટયો દ્રશ્ય મોહ **અવિદ્યાનો** ભાર. પરસ્યા શ્રી. ૮
વ્હાયો **સત્સંગ** શિતલ વાયરો (૨)
તાપ પાપ સંતાપ બુઝાય. પરસ્યા શ્રી. ૯
દરસ્યા **સમષ્ટિના વ્યાપક** મેહેલમાં (૨)
અંતર્યામી નર **નારાયણ** ગાય. પરસ્યા શ્રી. ૧૦
ડગલે પગલે સર્વેમાં રમતા રામજી (૨)
દ્રશ્યા દૃશ્ય સિનેમા માયા સંગ. પરસ્યા શ્રી. ૧૧
ઉર્ધ્વ દિશાએ જોવાયો **તુર્યા** દેશને (૨)
સાક્ષી-જીવ-શિવ બનીયો અસંગ. પરસ્યા શ્રી. ૧૨
અમૃત ધારા સમાધિમાં વરસતી (૨)
બુદ્ધિ ધ્યેય સ્વરૂપમાં સમાય. પરસ્યા શ્રી. ૧૩
તુર્યાતીત જળહળ જ્યોતિ ૐ નાદમાં (૨)
જીવડો **પ્રિયપતિ** ચરણે સમાય. પરસ્યા શ્રી. ૧૪
**સિંધુ** સુખનો આનંદ **સભરે** ભર્યો (૨)
યોગાનંદે ડુબ્યાં વાણી મન. પરસ્યા શ્રી. ૧૫
યોગી વિનાયક નીજ ભાન ભુલતાં (૨)
અવિચલ સ્વાનંદ શાન્તિ ભૂવંન પરસ્યા શ્રી. ૧૬

---

## સ્તવન ૫૫ મું.

### પરમેશ્વરને ખોળનાર ભકતજનને પ્રભુ પ્રાપ્તી.

( રાગ—ભૈરવીની દેશીમાં ગવાય છે. )

શોધે તું ભવ મંદિરમાં, તે તો સદા તારી પાસ છે;
તું તો અવિદ્યા તિમિરે છાયો તે તો સ્વયંપ્રકાશ છે. ટેક૦
કોશ પંચકે કોશાતીતનો નિત્યનિરંતર વાસ છે;
અજબ રંગીલા અંગ બંગલે, બાહ્યાંતરમાં સમાસ છે. શોધે. ૧
ઘાટ ઘાટ ઘટ ગાગર મૃતિકા શૃંગારે હેમ ખાસ છે;
કીરણુ કીરણુમાં આપ રવી વસતાં અંધાને ન ઉજાસ છે. શોધે ૨
બુદ્ધિ શબ્દને ધ્વની અર્થમાં અક્ષરાતીત વિકાસ છે;
બાવન રમતે બાવન વિરહીત, પૂર્ણ બ્રહ્મ અવિનાશ છે. શોધે. ૩
તે તુજ પાસે વસે નિરંતર છતાં તને અવિશ્વાસ છે.
તને ન થાતાં દરસન તેનાં પણુ તે શ્વાસોશ્વાસ છે. શોધે. ૪
તે ચેતન સાગર રસબસ છે. તું બિંદુ સહવાસ છે;
અવિભાજ્ય અંતરગત રમતાં, ૐ ૐ નિજ પ્રકાશ છે. શોધે. ૫
નિજનું સુખ આનંદ છે નિજમાં, તે નિજને ન વિકાસ છે;
મલ મુત્ર દ્વારે સુખ માને, એ મિથ્યા પ્રયાસ છે. શોધે. ૬
નાટક દૃષ્ટા નાટક દેખે, વેદ વચન ઇતિહાસ છે;
કમર કટારી શોધે પટારી, ધીક બુદ્ધિ ઉપહાસ છે. શોધે. ૭
યોગી વિનાયક તું-તે વચ્ચે, માત્ર અસ્તિ અવકાશ છે.
જ્ઞાન ભક્તિમય પ્રેમ યોગમાં સદા ૐ ચરણે વાસ છે. શોધે. ૮

---

## સ્તવન ૫૬ મું.

### હરિ ભકતે કરેલી પરમાત્મા પરમેશ્વરની પ્રાર્થના.

( રાગઃ—હરિ ભજન વિના-એ ગરબી. )

ૐ પ્રિયપતિ પ્રાણુ, નાથ ચરણુમાં સેવા પ્રેમ સ્વિકારો;
નથી પ્રભુ અજાણુ, ભવ તારણુ-કર સાહીને પાર ઉતારો. ટેક.

બોધામૃત ધારા વરસાવી, ભિંજ્યાં પટ બાહ્યાંતર ભાવી;
નર જીવન ભૂમિ ધોવરાવી, ૐ પ્રિયપતિ ૧
હિત શત્રુ કુસંગત છુટી, ગતિ નરક તણી રચના તુટી;
ભાવી જનિમૃતિની કલના કુટી. ૐ પ્રિયપતિ. ૨
દેહ ગુણુ તિમિર આપે ખસીયા, પ્રેમ પ્રકાશ કર મળીયા રસિયા;
હિતકર મિત્રો અંતર વસિયા. ૐ પ્રિયપતિ. ૩
આ બાગ તણો માલિક માળી, કુલ-ફૂલ કળી કોમળ રઢીયાળી;
અર્પણુ કરી અહં વિપત ટાળી. ૐ પ્રિયપતિ ૪
રોમ રોમ રમતા અંતર જામી, મતિ મંદિરમાં વસતા સ્વામી;
સંગે રમતાં કૃતાર્થ પદ પામી. ૐ પ્રિયપતિ. ૫
**श्रवणे** શિતળ રસ રેલાયો, **किर्त्तन** વાણી વન ફેલાયો;
**स्मरणे** દિન રાત્રી પ્રસરાયો. ૐ પ્રિયપતિ. ૬
**पाद सेवन** ૐ પરસી ચરણે, મિષ્ટામૃત પીતાં સ્થિર શરણે;
**अर्चन** ચંદન ચિત્ત આવરણે. ૐ પ્રિયપતિ. ૭
**वंदन** તલ ચૌદ દિશે કરતાં, સમિપે **दासोस्मि** માં ઠરતાં;
નિર્ભય બ્રહ્માંડોમાં ફરતાં. ૐ પ્રિયપતિ. ૮
રસબસ રમતા નિજ નાથ મળ્યા, એકમેક અભેદે ભેદ ગળ્યા;
છાનું નહિં સત્ય **सखा**માં ભળ્યા. ૐ પ્રિયપતિ. ૯
**શેષ** તન્મય સુખ અવધિ ન ગણું, [1]**आत्मार्पण** માં પ્રેમયોગ ભણું;
સાગરમાં બુંદ સમાવાપણું. ૐ પ્રિયપતિ. ૧૦
હવે હું-તું-તે લય સમજાતું, વાણી મન વર્ણન શું થાતું ? ?
સભરે ૐ પુરણ પરખાતુ. ૐ પ્રિયપતિ. ૧૧

---

૧ આત્મ નિવેદન ભકિતના અર્થથી આત્માર્પણુ સમજવું. ત્રણ પ્રકારની દાસ્ય-સખા અને આત્મ નિવેદન ભકિતથી ખરેખર જીવન્મુક્તતા અનુભવાય છે. પોતાના આત્મા સ્વરૂપથી બ્રહ્માંડને પોતાના પરમાત્મા ઇષ્ટ-દેવ ઉપાસ્ય ૐકારનાથમાં અર્પણુ કરવાની રીતને આત્મ નિવેદન કહેવાય છે અને તેજ ભકિતને પ્રેમ भक्ति કહેવાય છે. નવ પ્રકારની ભકિતની એકયતા પ્રેમ ભકિત કહેવાય છે. જ્ઞાન ભકિતનો અભેદ યોગ તે પુરૂષ પ્રકૃતિના અભેદનો યોગાનંદ થતાં જીવન્મુક્તતા અનુભવાય છે.

ઝળકે છે જળહળ જ્યોતિ હૃદે, યોગી વિનાયક પરમપદે;
જીવન્મુક્તિ છે વેદ વદે. ૐ પ્રિયપતિ. ૧૨

## સ્તવન ૫૭ મું.

### હરિજન-સનાતન ભકતને ધન્યવાદ.

( રાગ પ્રભાતીયું. )

ધન્ય હરિજન ભક્તને, જેણે હરી ગુણ ગાયા; હાંહાંરે જેણે.
ધન્ય હૃદય મુખ વાણીમાં, ૐકારનાથ સમાયા. હાંહાંરે-ધન્ય. ટેક.
વર્ણાશ્રમના ધર્મમાં, શ્રદ્ધા ધરી કર્મો કરીયાં; હાંહાંરે-(૨)
નીતી સહ સજ્જનતા તણાં, મિષ્ટ [1]વેણો ઉચરીયાં. હાંહાંરે-ધન્ય.૧
રજ તમ મલગતિ ત્યાગતાં, સાત્વિક ગુણ રસપાને, હાંહાંરે; (૨)
અક્રોધ વૈરાગ્ય પંથમાં, વાસ્યા નિરભીમાને. હાંહાંરે-ધન્ય. ૨
લેણા દેણાના સબંધીયો મળીયા સાથી સંસારે; હાંહાંરે;
મોહ મમત સ્વપ્ન ખેલમાં જુઠી જંજાલ ભારે. હાંહાંરે-ધન્ય. ૩
બાગ બગીચાની રમતમાં-ભુલ્યા, ભટકાં ન મારે, હાંહાંરે;
તારણહાર મુક્ત સંતનું, શરણું સાચું વિચારે. હાંહાંરે-ધન્ય. ૪
પરમાત્માના ભોમીયા, સ્વદેશનો માર્ગ બતાવા, હાંહાંરે;
પ્રભુ પોતે સંત રૂપથી, પ્રકટયા ગાવા ગવરાવા. હાંહાંરે-ધન્ય. ૫
ગુરૂ આજ્ઞા બોધે જાગીયા, જોતા સચરાચરમાં, હાંહાંરે;
સાચે શિયળ સત્ય સેવતાં, જ્યોતિ પ્રકટી અંતરમાં. હાંહાંરે-ધન્ય. ૬
ઘટ ઘટ બુદ્ધિ પ્રદેશમાં, સર્વેશ્વરને પીછાણ્યા, હાંહાંરે;
વ્યાપક રૂપરમતા પ્રભુ, નિજમાં નારાયણ જાણ્યા. હાંહાંરે-ધન્ય. ૭
પય-પાણી-નો ભેદ ટાળતા, હંસા અસંગ સ્વરૂપે, હાંહાંરે;
આપે બન્યા જીવ આપમાં માહેશ્વર શિવ રૂપે. હાંહાંરે-ધન્ય. ૮
યોગી રૂપે યોગ સાધતાં બંધન અહં મમ છુટયાં, હાંહાંરે;
દ્વાર ખુલ્યાં મંદિર તણાં, તાળાં વિયોગનાં તુટયાં. હાંહાંરે-ધન્ય ૯

---

૧ વેણ એટલે વચન.

જળહળ જ્યોતિની સૌમ્યતા, ૐકારનાથ પ્રકાશ્યા, હાંહાંરે;
ભવોભવનાં ભટકણ ટળ્યાં, રોમરોમ રામ વિકાશ્યા. હાંહાંરે-ધન્ય. ૧૦
બાહ્યાંતર ફુલવાડીમાં, કુમળીકળી-ફુલ ખીલ્યાં, હાંહાંરે;
**અમૃત** સિંચાયાં **શાન્તિ**નાં શૂરા હરિજને ઝીલ્યાં. હાંહાંરે-ધન્ય. ૧૧
દશોદિશમાં ગેબી ગર્જના, હરિ સ્વરૂપ જોવાયા, હાંહાંરે;
સભર સ્વયં ૐકારનાથજી, હરિજનમાં સમાયા. હાંહાંરે-ધન્ય. ૧૨
ભેદ ભાગ્યો ગુરૂ શિષ્યનો, વાણી મન પ્રભુ શરણે, હાંહાંરે;
યોગી વિનાયક દરસતાં, ભેટી નદી સિંધુ ચરણે. હાંહાંરે-ધન્ય. ૧૩

## સ્તવન ૫૮ મું.

### મરજીવા જીવન્મુક્તાની સરદારી નીચે રણક્ષેત્ર ગર્જના.

( રાગ—અવિનાશી હંસે-એ રાહ. )

મરજીવા હંસે, રણક્ષેત્રે વ્હોરી જોખમદારી;
ચૌદ લોક સેવકની લઇ સરદારીરે. મરજીવા. ટેક૦

(સાખી)-ખડ્ગ **અહિંસા** કર ગૃહ્યું, **સત્ય**નો મુદ્રાલેખ;
ધર્મ-અર્થ સહ **મુક્તા**નો નિર્દોષી છે લેખ.
પ્રિયપતિ શરણે ચરણે ધીર ધારી રે. મરજીવા. ૧

(સાખી)-**બ્રહ્મચર્ય** બખ્તર તણો, મહિમા ચઢિયો ચાક;
**નિડર** ઢાલ **સદબોધમય આત્મશૂર** રણહાક.
**ચતુષ્પાદ** છાવણીએ ઘેરો ભારીરે. મરજીવા. ૨

(સાખી)-ભક્તવૃંદ **અવશેષ** પર **અમૃત** સિંચન થાય;
**મરણ** તણો ભય હારતાં, **વિજય** પરમપદ પાય.
દેહ-અચેતનનું મૂલ્ય વિસારીરે. મરજીવા. ૩

(સાખી)-ઊદરે ભરી અસુરનો, **ગર્વ** ગળાયો જાય;
**સત્ત્વ સહનશિલ્ય** રક્ષણે **ઊદાર** આનંદ થાય.
સદ્ગુરૂ આજ્ઞા વર્ત્તન સુખકારીરે. મરજીવા. ૪

(સાખી)-અહંકારાસુર ગર્જના બ્રહ્માંડે સંભળાય;
મમતાસુરના દમનનો અંધકાર વિસરાય.
સ્વતંત્રતા શિખરે જોઈ ઉપકારીરે. મરજીવા. ૫
(સાખી)-ત્રિપુટી શિખરે ગડગડે, અનહદ ગેબી વાદ;
દેવ પૂષ્પ વૃષ્ટિ કરે, દેતા આશિર્વાદ.
સાક્ષીની સાહ્યે વિજય ઉચ્ચારીરે. મરજીવા. ૬
(સાખી)-અસુરો અવની જોઇ રહ્યા, શૂરા જળહળ જ્યોત;
અડગ અવિચલ પ્રભુપદે, પૂર્ણાનંદ ઓતપ્રોત.
ૐ ૐ રણ વાદ્ય ગર્જના ન્યારીરે. મરજીવા. ૭
(સાખી)-ૐ સદ્ગુરૂના દર્શને, સત્યં જ્ઞાન મનંત
સભર મતિ નિજ સંતરૂપ પ્રિય તદરૂપ વસંત.
વિનાયક મુક્ત દેશ બલિહારીરે. મરજીવા. ૮

---

## સ્તવન ૫૯ મું.

હરિજનના હૃદય દેશમાં ગુપ્ત નિવાસ કરી રહેલા, પ્રિયપતિ પ્રાણનાથ. શ્રી કૃષ્ણચન્દ્રની જ્ઞાન મુરલીના નાદે મુગ્ધ થયેલાં ગોપીવૃંદ રૂપ હરિ ભકતોના પ્રેમ ભક્તિરૂપ વિચારો.

(રાગ—જેને તું ખોળે છે-એ રાહ. ભૈરવીની દેશી.)

આ [1]હૃદ મધુવન જ્ઞાન મૂરલી નાદ કરી શું છુપાઓ છો;
[2]ગોકુલ-પ્રેમ સુપંથે લુંટી, નિર્લજ શું શરમાઓ છો. આ. ટેક.
અહં પય ચિત્ દધિ મન માખણ ખાઇ, આપોઆપ ધરાઓ છો;
સુમતિ ગૃહમાં ગુપ્ત પ્રવેશી, ગોરસ ફોડી હરખાઓ છો. આ. ૧

---

૧ હૃદય રૂપી મધુવનમાં જ્ઞાન રૂપી મોરલીનો નાદ કરી શું છુપાઇ રહો છો.

૨ ગો એટલે ઇન્દ્રિઓ અને કુલ એટલે સમૂહ-ઇન્દ્રિઓના સમુહના પંથે લુંટીને હવે શાને સરમાઓ છો ! !

મર્કટ ગોપ ગોપીના વૃંદે, ગુણુ [૧]ગોપાલક થાઓ છો;
ભક્તિ યમુના અંતર સ્નાને, વસ્ત્ર હરી લઇ જાઓ છો. આ. ૨

સાક્ષી કદંબે ન્યાય નિયામક, ગુપ્ત યોગી પરખાઓ છો;
સ્વયં જ્યોતિ સન્મુખ સાષ્ટાંગે પ્રેરક આપ દર્શાઓ છો. આ. ૩

ઘટ ઘટ અસંગ ચેતન, ગોપી દરસીને લલચાઓ છો;
પ્રિયપતિ રસમય રાસ વિલાસે અભેદ ૐ રસ પાઓ છો. આ. ૪

વિદ્યા વિદ્યા સમાન વિનોદે રમિ, [૨]કુબજા ગૃહ જાઓ છો.
નાથ નમેરા થઇ રાતલડી ગાળી, પુનઃ પસ્તાઓ છો. આ. ૫

અજબ અલૌકિક નિજ મહિમામાં, [૩]બ્રહ્મચારી કહેવાઓ છો;
પાર્થ પંથમાં સદ્ગુરૂ બનીવા, સાક્ષ સારથી થાઓ છો. આ. ૬

રંગ રંગિલા રસિયા રસિકપ્રિય, નર નારીમાં સમાઓ છો;
નારાયણ નિજ મુક્ત [૪]સંત છો યતિ યોગી સમજાઓ છો. આ. ૭

વાણી મન ભર [૫]દ્વારામતિ પતિ, ૐ ૐ ધ્યાને ગણાઓ છો;
યોગી વિનાયક વાણી મન પર, ગુણાતીત દરસાઓ છો. આ. ૮

---

૧ ગો એટલે ગૌ-ગાયોના પાલક અથવા ઇન્દ્રિઓના પાલક પ્રકાશક.

૨ અવિદ્યામાં ઊતરીને અનેક જીવાત્માના અંતરમાં પ્રવેશ કરો છો અને ત્યાંજ અનેક દુઃખો સહન કરો છો.

૩ ગોપીકાઓને એક વખત કહ્યું હતું કે જો કૃષ્ણ બ્રહ્મચારી હોય તો યમુનાજી માર્ગ આપજો. એટલે આત્માનું અવિચલ બ્રહ્મચર્યજ છે. કેમકે જ્યાં દેહ નથી ત્યાં વ્યભિચાર કેમજ હોય ??

૪ નર નારીમાં ગુપ્ત સમાયા છતાં આપ પોતે બોધક સંત રૂપ ધારણ કરીને સંન્યાસી અગર યોગી રૂપે સર્વ જીવાત્માઓનો ઉદ્ધાર કરો છો.

૫ વાણી મનથી સભર જે સુમતિ રૂપ દ્વારામતી દ્વારકાં તેના પ્રિય પતિ રૂપ સાક્ષાત્ ૐકારનાથ છો અને તેજ પોતે વાણી મનથી પરે પોતેજ ગુણાતીત છો.

## સ્તવન ૬૦ મું.

### જીવન્મુક્તિનો અનુભવ કરવાનો માર્ગ.

( રાગ—અવિનાશી હંસે-એ રાહ. )

અનુભવના પ્રેમી, અનુભવનાં દ્વારો ઊઘડી જાશે;
અંતરયામી સાક્ષી નાથનું, ત્યારે દર્શન થાશેરે. અનુભવ. ટેક.

વેદ પુરાણે શ્રદ્ધા પુરણ, સાત્વિક ધર્મે વ્હેવું;
મુક્ત સંત સદગુરૂના શરણે, તન મન અર્પિ રહેવુંરે. અનુભવ. ૧

વર્ણાશ્રમના મર્મ વિચારો, દેવી-કે વ્યવહારી;
કર્મ ફલાશા પ્રભુને અરપી, શરણે જીવન ધારી; અનુભવ. ૨

સુકૃત કર્મો ઉદાર સુમતિ, ક્ષમા સત્યની વાણી;
એક રવિનાં અનંત કિરણો, ઘટ ઘટ જીવને જાણીરે. અનુભવ. ૩

હિર્ણ્ય રૂપમાં ભાસ્કર રમતા. ગણાય અંતર્યામી;
નર નારાયણ સૌ રૂપ વાસ્યા, દરસો સંજ્ઞા પામીરે. અનુભવ. ૪

જેણે રચીયું તેને સમર્પણ, કરતાં ન પાછા પડવું;
દેવ ગુરૂના અભદ નિશ્ચયે, અનુભવ પગલે ચઢવુંરે. અનુભવ. ૫

અહં મમત અસુરોની પેઢી, સ્વપ્ને નહિં આલેખો;
એવા નર હરિની ઓળખથી, તુર્ય સાક્ષીને પેખોરે. અનુભવ. ૬

જીવ ગતિ છુટે બંધન તુટે, ફુટે ઘટ ભઇયારી;
નષ્ટ દ્રષ્ટિએ ત્રિપુટી ખટપટ, તજતાં જડે ત્રિપુરારી રે. અનુભવ. ૭

અસંગ સમજણ વિણનું ભાવી, વળગી દેહ દેખાડે;
ચેતન અગ્નિ સાક્ષી ઈશ્વર, મુક્ત પદે પહોંચાડેરે. અનુભવ. ૮

સાક્ષી ગમથી વ્યોમે વિચરે, જીવ-ઇશ ભેદો તજવા;
અધિષ્ઠાન પ્રિયપતિ અસ્તિપદ, પ્રેમ ભાવથી ભજવારે. અનુભવ. ૯

સ્વયંજ્યોતિ ૐ નિજ સ્વયં પદ, પૂર્ણ-સિંધુ ગુમ થાતાં;
જ્યાં ત્યાં જે તે પૂર્ણ પરમ પદ, સેવક-સ્વામિ સમાતાંરે. અ. ૧૦

ના માયા ના કાયા છાયા, ના જીવ-ઈશ ભરમાયા;
આપ આપરસ અભેદ રમતાં, આપ બ્રહ્મપદ પાયારે. અનુભવ. ૧૧

આત્મ નિવેદન અમૃત સેવા, ભક્તિ યોગમાં પરસ્યા;
અનુભવ ગુરૂગમ પંથે જાતાં, ગુરૂ વિનાયક દરસ્યારે. અનુભવ. ૧૨

# સ્તવન ૬૧ મું.

## આ જગતનું વિચિત્ર સ્વરૂપ છોડવા વિષે જાગૃતી.

( રાગ—મારા સાચાના સંગાથીરે-એ રાહ. )

એક વૃક્ષ કારમું જોયું, ત્યાં મનડું જઇને મોહ્યુંરે. એક. ટેક.
સાકર પુતળી સરખા ભાવે, ચિત્રામણનો વાઘ;
દ્રશ્ય દેખાવ સિનેમા કેરો, દોરી દેખાય નાગ રે. એક. ૧
વિલાસ સ્વપ્ને વ્યોમ ભૂમિમાં, ઝાઝાં મૂળ જણાતાં;
અધિષ્ઠાન સંતાયું બ્રમણા, ભુલવણી સમજાતાંરે. એક. ૨
મૂળ સ્થાન ૐ અભેદ ભાવે, થડ અદ્વૈત વિચારો;
તે થડ પર એક પક્ષી ચેતન, તત્ નેતા-જોનારોરે. એક. ૩
થડમાંથી ત્રણ ડાળ બેરંગી, અધોદિશા અધિવાસે;
ગુણ-અવસ્થા, દેહ-કાળના, યોગે વિધવિધ ભાસેરે. એક. ૪
તે ડાળોમાં ભટકે પક્ષી, ત્વં ભોક્તાના નામે,
ફુલ ફલાદીક રસપાન કરતાં, દ્વંદ્વ ગતિમાં વિરામેરે. એક. ૫
તત્ સાક્ષી ત્વં ભોક્તા બન્ને, એક વૃક્ષના વાસી;
ગુણ-કર્મ માં મુક્તિ-બંધન રમતા રહે ઉદાસીરે. એક. ૬
અહં ગાદીનો નૃપતિ સાક્ષી, ભોક્તા પ્રજા ગણાય;
મોહ મારમાં દૃષ્ટા ભોક્તા, છુટે આનંદ થાયરે. એક. ૭
સાગર મધ્યે નાવ ભેટતાં, તરતું તારી જાય;
દેતી ગાય દુધની દાતા, તજી કર્મફલ ખાયરે. એક. ૮
ડાળ વિડંબન થડ પ્રતિબંધન, ગેબી મૂળ ગુંચવાય;
અધિષ્ઠાન ૐ પ્રેમ વિસરી, વારવાર ગોથાં ખાયરે. એક. ૯
ભોક્તા દૃષ્ટા ડાળ થડે જો, મૂળ કલ્પના વામે;
સ્વપ્નસ્નેહનું વૃક્ષ ન છુટે, ત્વં કેમ અસ્તિ પદ પામેરે. એક. ૧૦
ઊભય તજીને અભયે વિચરે, નિર્ભય નાવ પમાય;
યોગી વિનાયક વૃક્ષ વિસરતાં, શાન્તિ સુખ સમજાયુરે. એક. ૧૧

## સ્તવન ૬૨ મું.

### પ્રભુ વિના કોઈ સંભાળ રાખનારો નથી.

( રાગ—આશાવરીની ધુનમાં. )

પ્રભુ વિણ કોણ લીયે સંભાળ, નાથ વિણ. ટેક.
સ્વાર્થ મોહ ભર સ્નેહી સંબંધી, માત પિતાને બાળ;
કર્મ ભોગનાં સાથી સરવે, અંતે આળ પંપાળ. નાથ વિણ. ૧
ભાવિ રોગનાં સાધન સુખ દુઃખ, ભોગવવા ત્રિકાળ;
બેલી ન થાતું કોઇ કોઇનું, કલ્પિત ઇન્દ્ર જંજાલ. નાથ. ૨
નગર ઝગર ઘટ મિથ્યા દર્શન, આકાશને પાતાલ;
સુષુપ્તિ-જાગૃત જન્મમર્ણ રૂપ, ભાન્તિ સ્વપ્ન નિર્માલ. નાથ. ૩
સત્વ શિખરે ૐ અધિષ્ઠાને દીન તણા પ્રતિપાલ;
સભર દર્શન સ્ફુટતાં માયા ભ્રમ પડી અંતરીયાલ. નાથ. ૪
કૃપા સાગરા ભીડ વિચારો, દોષ ન જુઓ દયાલ;
પંગુને ગિરિ શિખરે ચઢાવો મુંગો કરો વાચાલ. નાથ. ૫
વસિષ્ટ જનક વિદેહી રામને જડી ન અંતની ભાળ;
શારદ શેષ ગુણ ગાતાં થાકે શું ગાઊં ગુણ બાળ. નાથ. ૬
સાચે માતપિતા ગુરૂ બંધુ પ્રિયપતિ પરમ કૃપાલ;
નિજ બિન્દુ નિજ સિંધુ સમાવો ભક્તવત્સલ સુવિશાળ. નાથ. ૭
પાહી પાહી શરણાગત વત્સલ, રટતાં જાય સુકાળ;
યોગી વિનાયક અંતના બેલી, કર સ્હાઇ કરજો ન્યાલ. નાથ. ૮

## સ્તવન ૬૩ મું.

### પરમાત્મા પ્રત્યે કરેલી હરિજનની સ્તુતિ.

( રાગ—કાયા પડીરે જશે-એ રાહ. )

છોડશો નહિંરે પ્રભુજી છોડશો નહિ સાહ્યો કર છોડશો નહિં;
ૐ ૐ છત્રપતિ બેલી સાચા. છોડશો નહિં. ટેક.

**દેવોના** દેવ જાણ્યા, ઇશોના ઇશ પ્રમાણ્યા;
પતિના પતિ દિન કિંકર જોઇ, છુપાશો નહિં-પ્રભુજી
દબાશો નહિં. ॐ ૧

[1]**स्वसंवेद्य** ગાત્તા વેદે, **अधिष्ठान** આપ અભેદે;
રોમ રોમ ॐ રમતા રમતે, ગુંચવશો નહિં, પ્રભુજી
અચકાશો નહિં. ॐ ૨

[2]**गजाकार** શ્રુતિએ ગાયા, **प्रणवराज** આદિ મનાયા;
**हरिहर विधि**-માયા-ત્રિગ્નપતિ, નાશશો નહિં પ્રભુજી
ભાગશો નહિં. ૩

નાશે ના છુટો સ્વામી, **અંગાંગી** સંબંધ પામી;
માગું કંઇ-ભયથી સમજી, ચિડાશો નહિં, પ્રભુજી
ભીડાશો નહિં. ॐ ૪

ના જોઇએ ધન સુત દારા, ના જોઇએ ધન ઉપચારા;
ના જોઇએ ચક્રવૃત્તિ પદ, ભુલવશો નહિં, મોહે ચુકવશો નહિં. ॐ ૫

ના જોઇએ કૈલાસ સિદ્ધિ, ના જોઇએ વૈકુંઠ રિદ્ધિ;
રવિ અંબા મહિમા સમૃદ્ધિ, જગવશો નહિ પ્રભુજી
જગવશો નહિં. ॐ ૬

માગું નિજ ચરણે સમવા, દીનનીશ ॐ ॐ ગુરૂ ગાવા;
અંતર્ગત **જ્યોતિ** દર્શન, બુજવશો નહિં, પ્રભુજી
વિસરશો નહિં. ॐ ૭

---

૧ ઉપાસ્ય ॐકારનાથ.

૨ **ततश्चोमिति ध्वनीरभूत स वै गजाकारः ॥ श्रुतेः ॥** તે સ્વસંવેદ્ય, જગતના આદી કારણ રૂપે ॐ એવા ઉચ્ચારપૂર્વક નાદ રૂપ એટલે ધ્વની રૂપ થયો. તેજ गज ના આકારભૂત અથવા ग અને ज ના આકાર રૂપ થયો. તેજ આદિ કારણ રૂપ હોઇને જગતના સનાતન વૈદિક ધર્મના કર્મ ઉપાસના યોગમાં જેનું પ્રથમ પૂજન થાય છે એવા તે **गजाकार** ને સાક્ષાત્ ॐકાર રૂપ અને ॐકાર નામથી **गणेश** જ છે.

૩ **नेच्छन्ति कैलास विकुंठकादिकं** ઇત્યાદી સ્તુતિ વચનોથી **ब्रह्मभूय** પરમ પદ ઇચ્છનારાઓ કદાપી કૈલાસ વૈકુંઠની વૈભવ સિદ્ધિ લેવા ઇચ્છતા નથી.

**ચિંતામણી** રંકના કરમાં, **કલ્પતરૂ** દીનના ઘરમાં;
સતિ મતિ પતિ જાણ્યા, પ્રીતડી તોડશો નહિ પ્રભુજી
તરછોડશો નહિ. ૐ ૮
જડતાં નહિં જગમાં શોધે, મળીયા [1]સદ્ગુરૂના બોધે;
રહેજે આ સ્નેહ સંભારી; ઊંઘશો નહિ, પ્રભુજી
ભુલશો નહિ. ૐ ૯
બળ કરી [2]કર છોડી જાશો, હૃદયેથી ક્યાં સંતાશો ? ?
વિનાયક નામ સ્મર્ણને લજવશો નહિ, ભક્તને
પજવશો નહિ ૐ ૧૦

---

## સ્વતન ૬૪ મું.

### હાથીના જેવા મહાન્ મનુષ્યાવતારના જીવાત્માને શિખામણ.

( રાગ—અવિનાશી હંસે-એ રાહ. )

હાથીના બચ્ચા, કોયલના ટહુકે શું ભરમાયો;
કાકા કેરા કાગારોળમાં, ઘાણી ઘર સંતાયોરે. હાથીના. ટેક.
માયા **અવિદ્યા** સુપ્તિ **રાણી, ભાવી** મ્હેલ થંભ ડોળે;
મુસાફરી યાત્રાનો **ધોરી**, ફરે ચરે વાગોળેરે. હાથીના. ૧
સ્વપ્ન જાગૃતી પિલણુ પીઠે, **માલિક** થઇને મ્હાલે;
અસુર **અહં** કર ચાણુક ડંડે, ધારી પરાધિન ચાલેરે. હાથીના. ૨
તલ પંડિત ને કવિ દિવેલી ચતુર **ડોળી** સૌ ગણાતા;
ધનાઢય **સરસવ** રાંક **મગફલી**, ઘાણી પડી પિલાતારે. હાથીના. ૩
સંત જુએ સાક્ષીની દૃષ્ટે, કર્મફુલોની વૃષ્ટિ;
જન્મ મર્ણની ભરી ઠાલવી, રમત રૂપ આ સૃષ્ટિરે. હાથીના. ૪

---

૧ જ્યારે ભક્તનો ઉદય કાળ આવે છે ત્યારે ઉપાસ્ય ૐકાર પરમાત્માજ સંતનું રૂપ લઇને આવી સદ્બોધ કરી બ્રહ્મલય પદ રૂપ પરમ પદને પહોંચાડે છે.

૨ સુરદાસ કહી ગયા છે કે—
"બાહ્ય મરોડે જાત હો, ગરીબ જાન પ્રભુ મોય;
હૃદયેમેંસે જાઓગે તો મરદ બખાનું તોય.

અંધકારમાં વિષયે લંપટ, ધનમોહ તિમિરે ભરીયો;
કાશી યાત્રા કેરા યત્નમાં, ચોરાસી ઘાણી ફરીયોરે. હાથીના. ૫
તેલ–ખોળ કહિ ભાગ્યવશાએ, બાકી ઘાસને પાણી;
માન–ચાંદ–ચંદ્રક નેત્રોએ, અસુરે બાંધ્યા તાણીરે. હાથીના. ૬
ના થઇ યાત્રા ના થઇ સેવા, ના સંત બોધજ મળીયો,
ગમ ભાગ્યા પણ માર ન છુટયો, આખર કીચમાં
કળીયોરે. હાથીના. ૭
અરે ઘોરી તેં ધુંસર લીધી, કમાણી ખોતો બળીયો;
એક પંથ દો કાજ સ્વપ્નમાં, પાશવ પંથે પળીયોરે. હાથીના. ૮
હજુ નિર્મળા તીરે વસજે, નર્મદ જળને પીજે;
યોગી વિનાયક સ્નાન કરી, ૐકાર યાદ કરી લીજેરે. હાથીના. ૮

## સ્તવન ૬૫ મું.

### જીવન્મુક્તતાનો અનુભવ પરમાત્માનાં દર્શન.
( રાગ—ગજલનો ભૈરવી. )

તું જીસકો ઢુંઢતા હય જગમેં, વો તો તેરી પાસ હય;
જહાં જહાં યાદ હોતી હય ઊનકી, વહાં વહાં સ્વયં પ્રકાશ હય. તું. ટેક
વો તુજકો દેખે હય હરદમ, તેરે મન ન તપાસ હય;
અખિયાં બીચકા [1]ચકપટ ખોલો, જબ અંતર અવિનાશ હય. તું. ૧
[2]ચિરાખ લેકે ફીરતા બનબન, દશ્ય દેખના ખાસ હય;
અંતર જીવન જ્ઞાન નેત્રસેં, દેખો જ્યોતિ વિકાસ હય. તું. ૨
[3]મંદિર મંદિર મિલને ફીરતા, વોતો સબ ઉપહાસ હય;
રોમ રોમ ઘટપટ મંદિરમેં, આપહી આપ પ્રકાશ હય. તું. ૩

---

૧ ચકપટ એટલે માયાનો અંધકાર. ૨ ચિરાખ એટલે બળતી મસાલ લઇને દરેક શરીરમાં જોતાં માત્ર શરીરજ દેખાય છે, પણ અંતરના એટલે બુદ્ધિનાં જ્ઞાન નેત્રથી (દિવ્ય નેત્રો) જ્યોતિરુપે દર્શન થાય છે. ૩ મંદિર મંદિરમાં મળવા માટે ફરે છે. એ તો મશ્કરી કરવા સરખું છે કેમકે પોતાના શરીરરુપ મંદિરમાં સદાએ વસેલા પ્રભુને જોઇ શકતો નથી.

વેદ કુરાન ઓરહી [1]ગાથા, સુલભ [2] ઇતિહાસ હય;
રાહ ચલે સો પાવે ભીંતર, આપહી શ્વાસોશ્વાસ હય. તું. ૪
પરવરદિગાર- અલ્લાહ ઈશ્વર, નામ ભેદકા ભાસ હય;
એક હી માલિક સબ ઘટઘટમેં બાહ્યાંતરમેં નિવાસ હય. તું. ૫
ગંગા યમુના નર્મદ સિંધુ તરવેણી અધિવાસ હય;
[4]મચ્છી ઢુંઢત જલ પાનેકો, એસી કોણુસી પ્યાસ હય. તું. ૬
[5]પક્ષી ઊડત પ્રેમ વ્યોમમેં, ઢુંઢત પવન વિલાસ હય;
ઇન્સાન કો નહિં સાન ગુરૂ બીન, નુગરા હોત નિરાશ હય. તું. ૭
કુશળ બોધ પંડિતાઇ પુરન. શબ્દ જ્ઞાન પ્રકાશ હય;
મૃગ ખોજત તૃણુ ગંધ કસ્તુરી, નિજ નાભી અનાયાસ હય. તું. ૮
બહિરવેષ સબ વ્યતિ-ફકીરકા, પરમહંસ સંન્યાસ હય;
સુમતિ દ્વારકો ખોલ મીલાવે, વોહીકા સત્ય અભ્યાસ હય. તું. ૯
સદ્દગુરૂ ચરન શરનમેં રહેના, વોહી દાસાનુંદાસ હય;
યોગી વિનાયક દરસન પરસન, સત્ય હૃદય વિશ્વાસ હય. તું. ૧૦

---

૧ ગાથા એટલે પારસી ધર્મના મંત્રો અથવા બોધ. ૨ રસ્તો. ૩ પારસી તે પ્રભુને **પરવર દિગાર** કહે છે. મુસલમાનો **અલ્લાહ** કહે છે તેનેજ સનાતન વૈદિક ધર્મના સજ્જનો **ઇશ્વર** કહે છે. ૪ ગંગા, જમનાં આદિ નર્મદા સિંધુમાં જળ પુરણું છે. છતાં તે જળમાં ઉછરેલી જળજ જેનું જીવન છે એવી માછલી તે જળને શોધે એ કેટલી બધી અજાયેબી જાણવી. ૫ હવામાં ઉડનારા પક્ષીઓ પોતાની પ્રેમ પાંખોથી આકાશમાં ઉડે છે અને પવનને શોધે છે કે જે પવનથી તો તે ઉડી રહ્યો છે પણ તેને ભાન હોતું નથી. ૬ બોધ કરવામાં પુરાણી. પુર્ણ પંડિતાઇથી ભરેલા. શબ્દનું જ્ઞાન બહુ સારી રીતે જાણનાર છતાં તે પરમાત્માને ખોળે છે પણ જાણતા નથી કે મૃગ પોતાની નાભીમાં કસ્તુરી છતાં ઘાસના જંગલમાં ઘાસને સુંઘે છે. ૭ યતિ જનો, ફકિર જનો, પરમહંસો કે સંન્યાસી પુરૂષો પોતાની બુદ્ધિના દ્વારો ખોલી પરમાત્માને શોધે તો તેમનોજ સાચો અભ્યાસ છે. આજ કાલ ગમે તે વર્ણના જનો પરમહંસનું નામ ધારિણુ કરી માન અને પૈસા મેળવવા ખાતર વેદાંતના ભાષા ગ્રંથોથી પોતાની મહત્તા જોવરાવે છે પણ સાચો અધિકાર પરમહંસ થવાનો માત્ર બ્રહ્મનિષ્ટ બ્રાહ્મણ વર્ણનો અને સન્યાસીઓનો છે.

## સ્તવન ૬૬ મું.

### પોતાના આત્માના જ્ઞાનને ન જાણનારાએ ભુલ ખાધી છે, તેની જાગૃતી આપનાર બોધ.

(રાગ—જેણે પ્રીતો કીધી-એ રાહ.)

[૧]અંધકારે દુકાન જમાવીરે, તેણે ખોઇ કમાણી,
ચોર ચાકર ભરોંસે ચાવીરે, તેણે ખોઇ કમાણી. ટેક.

[૨]કાકરેજીને ઘાણીએ છોડયો, તૃણ હીણ ભુખે મરતો,
દાટ દટંતર આંખ મીંચીને, રેતી સાગર તરતોરે. તેણે. ૧

વાતોમાં વેષ પુરો કીધો, [૩]ભેદુ હિણુ ભવાયો,
[૪]નવા ઘેર ધુમાડો ઘાલ્યો, આફલ ગુલાંટ ધવાયોરે. તેણે. ૨

[૫]ભુતાવળનો બન્યો લોમીયો, રમતો [૬]ડાકણ ટોળે,
માલ મસાલો હોળી હોમ્યો, [૭]નરખર ખાખજ ચોળેરે. તેણે. ૩

હાડ માંસ પીંજરનો હાથી, મોહાંકુશ યશ ખેલે,
ચપટીમાં ચગદાયો [૮]ચતરો, બળ બુદ્ધિ રજ રેલેરે. તેણે. ૪

તાબોટે તોફાની હીજડે, ટકો ટકો ઉઘરાવ્યો,
પોઠી પોઠ ન ઉતરે, કોઇ દી લીધી લાહ્ય કહે ફાવ્યોરે. તેણે. ૫

ઇન્દ્ર જાળની હોરની ગાંઠો પડદાનેત્રે ધરીયા,
ટુંકી નજરે ટુકું જોવાતાં ભાવટ ભીડો ભરીયારે. તેણે. ૬

પખાલ પાણી વહેવા સરજ્યો, નાથે બન્યો ગુલામ,
ત્રિકાળ ચાબુક માર સહન કરી, ચુંથે હાડને ચામરે. તેણે. ૭

---

૧ માયાના અંધકારે જેણે દુકાન કીધી અને તમામ માલની ચાવી નોકર અને ચોરના કબજામાં સોંપી તેણે પોતાની કમાણી ખોઇ છે એમ જાણો. ૨ કાંકરેજ જીલ્લાના બળદને ઘાણીમાં જોડયો. ૩ ભેદુ એટલે જ્ઞાન ભક્તિના મર્મને સમજનારો. ૪ મનુષ્યાવતાર. ૫ પાંચ ભૂતાત્મક દેહનો. ૬ ડાકણ એટલે માયારૂપ વૃત્તિઓ. ૭ માલ મસાલાનો નાશ કરનાર તે નર નહિ પણ ખર સમાન છે. ૮ ચતુરાઇ કેળવનારો.

બજાર વિચ્ચ [1]બુદ્ધિબાઈ લુંટયાં [2]સુકાની બાંધ્યો ખુંટે,
વાવાઝોડે [3]વેળુ નેત્રમાં, ધનમાલ અસુરો લુંટેરે. તેણુ. ८
[4]ગાડર ટોળે ઘુમતો ઝુમતો, [5]વાઘોનો ભય લાગે,
કીટ ભ્રમર નિપજાવે ભમરો, છતાં અંધ ન જાગેરે. તેણુ. ९
વનવન રમતો પાસુ બદલે, સોબત સાચી કીજે,
વિનાયક કરણા કરી ખુલ્લા, વચનામૃતને પીજેરે. તેણુ. १०

## સ્તવન ६७ મું.

### મનુષ્યાવતારમાં શરીરના લયની અણી વખતે ન તરછોડવા પ્રભુને વિનંતી.

( રાગ—તું જીસકો હુંઢતાહય જગમેં—એ રાહ. )

હે નાથ!!! નમેરા શું થશો?? અણી સમયે કર તરછોડશોમાં.
મન વાણી મુખ સ્મર્ણ વસો, આ સાચો સંબંધ વખોડશોમાં,
ચોર્યાસી બાહ્યાંતર તારી, ક્ષારાન્તે **ભારતી**માં ઠારી.
કરૂણા દ્વારે કરી ખડો, અણી સમયે કર તરછોડશોમાં. १
સિંધુ જળ મગરોથી ઉગારી, કલેશ કંટક દુઃખથી બચાવી,
લાવી મુકયો ખાડી તીર, અણી સમયે. २
મહાન્ અવિદ્યા બાળની કાયા, દ્રશ્ય સ્વપ્ન ભ્રમ જોઈ ફસાયા,
ઘોર નિશા વહી ઉદય ઉષા, અણી સમયે. ३
વિષય વાસના વિષની વેલી, અહં અહી બંધન સંગખેલી,
અનુભવ "રજજુ રમત" જગત, અણી સમયે. ४
વિણમુત્રે કીટ મોહે ભમિયો, મિથ્યા સુખ માનીને શમીયો.
ગુરૂકૃપા મળ્યો "ભ્રમરસંગ," અણી સમયે. ५

१ બજારના વચમાં બુદ્ધિબાઇ લુંટાયાં એટલે જ્ઞાન ભકિતના પ્રદેશમાં બુદ્ધિ વ્યવહારના વિષયભોગો જોવા લાગ્યો. २ સદ્દગુરૂ. ३ વેળુ એટલે રેતી. ४ ઘેટાઓના ટોળાઓમાં. ५ વાઘ જેવા સદ્દગુરૂ સંત પુરૂષોનો ભય લાગે છે પણ ભમરોજ કીડાને ભ્રમર બનાવે છે—એ જાણવાનું છે.

**પામર** કથની થાક ન લાગે, **વિષયી** મૂઢતાથી ના જાગે,
પ્રેમ "**મુમુક્ષુ**" પાદ ધરી, અણી સમયે. ૬
**તામસ** કાયા બળનો ભોગી, મોહ લોભથી **રાજસ** રોગી,
**સત્વ** સુષુપ્તિ ઘોર આનંદ, આણી સમયે. ૭
બિંદુને નિજ સિંધુ પાદે, કિર્ણ શશીમાં-શબ્દજ નાદે,
નાદ અનુભવ-ૐ તન્મય, અણી સમયે. ૮
**પૂર્ણ** ત્યાં વ્યાપક, સાક્ષી ક્યાં છે ? ? ? જ્યોતિ ત્યાં જડ ચેતન ક્યાં છે?
સ્વયંપ્રકાશે "હું તું" ક્યાં ? ? અણી સમયે. ૯
નારી રખડે શરમ સ્વામિને, ભેદજ શું ? ? પ્રિયપતિ પામીને,
યોગી વિનાયક એ મહિમા, અણી સમયે. ૧૦

---

## સ્તવન ૬૮ મું.

---

### સંત સદ્‌ગુરૂ પરમેશ્વર રૂપ અભેદ દર્શન.
### ( રાગ—અડાણો કહાનરો. )

જેને ચરણે રેવા કાશી (૨)
પૂર્ણ બ્રહ્મનાં પ્રકટીત દર્શન, સંત ગુરૂ અવિનાશી. (૨) જેને ટેક.
અનેક જીવની અનુગ્રહ નૌકા, છોડવતા ચોર્યાસી (૨)
કરૂણાકર બ્રહ્મવેત્તા રૂપે, પ્રભુ દર્શન સુખરાશી. જેને. ૧
બોધ "**નૌકા**"માં અધિકારીજન, **અભય** શરણ અભિલાષી, (૨)
કર્મ અવિદ્યા વન તૃણ દહને, "**સુમતિ**" સત્વપ્રકાસી. જેને. ૨
**ઉપાસના** તપ બળ પ્રકટાવે, **સત્ય**-શૂર અધિવાસી (૨)
દેહ **અહમંમ** બંધન તોડી, વ્યાપક પદે વિલાસી. જેને. ૩
**અંતર્યામિ** ને ઓળખાવે, નર **નારાયણ** વાસી (૨)
**સમષ્ટિ કેરા ગુણ ત્રીપુટીમાં સર્વજ્ઞતા** ૐ વિકાસી. જેને. ૪
પ્રેમ ધિરજ પ્રકટાવે અંતર જ્ઞાન, ગતિના પ્રવાસી (૨)
**આત્મ નિવેદન ભક્તિ** રસબસ, અમૃત યોગ ઉપાસી. જેને. ૫
નિજ **સાક્ષી** ના **અસંગ શસ્ત્રે** રણુ ઘુમતા અભ્યાસી (૨)
**પ્રિયપતિ** પાદે **તુર્યાતીત** માં **સ્વસ્વાનંદ** પ્રકાશી. જેને. ૬

શબ્દબોધ બિન્દુ ના ઝરણે શિતળ શાન્ત વિકાસી (૨)
કલ્પતરૂ સમ ગુરુ ફલદાતા, સંત પરમપદ વાસી. જેને. ૭
"કિટ ભ્રમરવત્" નિજપદ દાતા, છોડવે "સ્વપ્ન" ઉદાસી (૨)
હસ્તામલક પ્રાપ્તિ દિવ્ય દર્શન, તત્ત્વમસિઉલ્લાસી. જેને. ૮
જ્યાં જ્યાં જે જે તે તે જ્યોતિ, ગુરૂ મૂર્તિ સ્વપ્રકાશી (૨)
યોગી વિનાયક સદ્ગુરૂ આશ્રયવિણ, નુગરા નરક નિવાસી. જેને. ૯

## સ્તવન ૬૯ મું.

### પરમેશ્વરના પરમ ભકતોને આપેલો ઉપદેશ.

(રાગ અવિનાશી હંસે.)

બ્રહ્મામૃત ભોગી, જીવ-મુક્તિને પંથ જાજો.
ક્ષારનીર કોતરડાં તજીને ગંગા નૂર્મદા ન્હાજો રે. બ્રહ્મામૃત. ટેક.
રજતમ રેતી કંટક પંથ તજી સડક સત્વની સ્હાજો,
કર્મ-વિકર્મ-ફલાશા છોડી, બ્રહ્માર્પણ ફલ આજોરે. બ્રહ્મા. ૧
વર્ણાશ્રમના ધર્મ વિચારી, નિત્ય શ્રદ્ધામૃત ન્હાજો,
નૈમિત્તિક મર્યાદા સેવી, ગૃહ પુણ્યોથી છાજોરે. બ્રહ્મા. ૨
વન વગડે કે સિંધુ તારણ, રક્ષકના ગુણ ગાજો,
નૌકાપતિનું શરણ ગૃહીને, શૂરા ભકત ગણાજોરે. બ્રહ્મા. ૩
નિર્ભય-અવિનાશી "ગુરૂનૌકા" અનુભવ વેગે ધાજો,
ક્ષાર તજીને ક્ષીર સાગરે અમૃત પીજો પાજોરે. બ્રહ્મા. ૪
બુદ્બુદ્ ભેદ તજીને દૃષ્ટિ, અભેદ જળમાં સમાજો,
"ભેદ ભૂવન" ના વટલ પંથીનો, સંગ તજી સુખી થાજોરે. બ્રહ્મા. ૫
સૂક્ષ્મ દર્શકે-દ્વંદ્વ ખડકથી સાવધ રૂપ વહેવાજો,
દિવા દાંડીના અસંગ સોહં જોઇ વિશ્રાન્તિ ધરાજોરે. બ્રહ્મા. ૬
માન મધુરાં રસભર ઝરણાં સુગંધ મયમાં સમાજો,
તદ રૂપતાના અભેદ યોગે, અમરપટો લઈ જાજોરે. બ્રહ્મા. ૭
ક્ષણિક સ્વપ્નમય દેહ ભોગની દૃષ્ટિ સદા પરહરજો,
ત્રિકૃતિ વિપરીત ત્રિવર્ત્ત દશ્યો, તજી વાસના હરજોરે. બ્રહ્મા. ૮

ત્રિપુટી શિખરે માયા ચમકે ખદ્યોત જોઇ શરમાજો,
બગમય મચ્છાહાર તજીને હંસ બની મોતી ખાજોરે. બ્રહ્મા. ૯
શિખરે સાક્ષી તજતા ચોપટ, અરૂણોદય દરસાજો,
સિંધુ મધ્યમાં નિસ્પંદત્વે, પરમપદે લોટાજોરે. બ્રહ્મા. ૧૦
હું તું તે સો ઇન્દ્ર જાળ તજી तत्त्वमासि રોકાજો,
દેશ-વિદેશ- બુદ્ધિના વેષો, ૐ અવશેષે ગાજોરે. બ્રહ્મા. ૧૧
પૂર્ણ જ્યોતિના ખરા બપોરે સ્વયં પતિપદ જાજો,
યોગી વિનાયક स्व-पर વેદ્યમાં, શાન્તી ૐ ૐ ગાજોરે. બ્રહ્મા. ૧૨

---

## સ્તવન ૭૦ મું.

---

### પરમાત્માના પરમપદની પ્રાપ્તિનો અનુભવ.

રાગ ગરબી.

મારે પ્રેમને પંથે જાવું, ગુરૂ તન્મય ગંગમાં ન્હાવું;
શાન્તિમય સુખીયા થાવું, ૐ પ્રિયપતિ પદમાં સમાવું. ટેક.
સ્વયં જ્યોતિના સભર સ્વરૂપનો, પાર ન પામ્યા શેષ,
અકળ કળા ન વખાણે વાણી, જીવ-ઇશનો ન પ્રવેશ. મારે. ૧
બુદ્ધિ ऋतंभरा રૂપ રમતી, આખર ચરણ સમાય,
શારદ હરિહર વિધિ મન થાકયા, એવો અગમ મહિમાય. મારે. ૨
તિમિર ત્રીપુટી સંગ તજીને, અસંગપદ વિશ્વાસ,
सोहं हंसा મુકતા ચરતા, વિચરે શ્વાસોશ્વાસ. મારે. ૩
अद्वैत દુંદુભ વ્યોમે ગડગડે દ્વૈત સંધાને नाद,
અભેદ રસબસ योगाकारे અખંડમાં શું पाद. મારે. ૪
સૂર્ય-શશિની ગતિન પહોંચે, અવિચલ સ્વયં પ્રકાશ,
सरस्वति ના શિખરે રમતાં, हंसा સ્વરૂપ વિકાસ. મારે. ૫
ગુરૂકૃપાએ ખુલ્યાં મંદિર જ્ઞાન રતન ભંડાર,
અનંત ભકિત સિંહાસનપર, રાજે જ્યોતિ અંબાર. મારે. ૬
પ્રણવરાજ ચર્ણામૃત પાને, "કીટભ્રમર" સમજાય,
ગુરૂ કૃપાનાં ઝરમર ઝરણે, શિતળ संत સમાય. મારે. ૭

સરસ "પૂર્ણોદધી" ના મધ્યે, જ્યાં ન દિસે નિસ્પંદ,
વૃંદ નૃત્ય "મકરંદ" નિવેદન શું વરણું "સ્વાનંદ." મારે. ૮
શાન્ત ભૂમિકા રણુ સંગ્રામે, ચઢે મરજીવા કોય,
પ્રેમધાર-એકતાર દીદારે, સત્ય વિજયને જોય. મારે. ૯
પૂર્ણ સમાધિ યોગી વિનાયક, સદ્‌ગુરૂ પ્રેમ પ્રતાપ,
નિર્મળ જીવન મુક્ત ભૂમિનો, પરમહંસ નિષ્પાપ. મારે. ૧૦

## સ્તવન ૭૨ મું.

**અત્યારના વાતાવરણના સમાજમાં "શ્રીમદ્ ભગવદ્ ગીતા" નો પ્રચાર થયેલો જણાય છે. જો કે આ પ્રચાર શ્રેષ્ઠ છે, એ વાત સાચી છે પણુ જ્યાં સુધી રોગ નિકળ્યો ન હોય ત્યાં સુધી શક્તિની દવા ખાવી જેમ નકામી છે, તેમ કામ ક્રોધાદિક, મોહાદિક, લોભાદિક અહં મમતાના કાર્યો હૃદયથી રજોતમો પ્રવૃત્તિપૂર્વક છુટયા નથી ત્યાં સુધી તે "શ્રીમદ્ ભગવદ્ ગીતાનું અધ્યયન ફલદાતા નથી તે સમજાવવા કરેલો સદ્‌બોધ.**

( રાગ—ભૈરવીની દેશી-ગજલ. )

તજીયાં ન કર્મો [1]રાજસી, ગીતા ભણીને શું કર્યું ? ?
માન્યો સુધારો [2]તામસી, ગીતા ભણીને શું કર્યું ? ? ટેક.
ગુણુ સત્વના ધર્મો છુટયા, શાસ્ત્રો વિસાર્યા સત્યનાં;
ભંડાર પોષ્યા જુઠના, ગીતા ભણીને. ૧

---

૧ રાજસ ગુણોના કર્મોનો ત્યાગ કર્યો નથી તેને ગીતા ભણવામાં કશો અર્થ સરતો નથી. ૨ અપેયપાન, અભક્ષ્યાભક્ષ્ય, અગમ્યાગમન, પર રત, વિજાતિ પરસ્ત્રીની મૈત્રી અને પુનર્લગ્ન, મોહાંધપણાને પ્રેમ માનવો, ગમે તેનું ખાવું, દેહાભિમાનની વૃદ્ધિ થાય તેવા બાહ્ય દેખાવો અને અંતરકર્મો ઇત્યાદી રાજસી, તામસી કર્મોને સુધારો માનનારા કેવળ કુધારો કરે છે અને નામ સુધારો આપે છે તે શાસ્ત્ર વિરૂદ્ધ છે.

વધતી વિષયની વાસના, પર રત રહી નિત્ર પાનથી;
[1]જીવન વિનાશી કર ગૃહ્યું, ગીતા ભણીને. ૨
ત્રી દ્વાર ખુલ્યાં નર્કનાં, ખેલ્યા ખલક ચતુરાઇથી;
આખર ચુલામાં ખાખ રહી, ગીતા ભણીને. ૩
માનવ જીવન [2]સાહિત્યની ષટ્ ભૂમિકા ભર શાસ્ત્રમાં;
નથી ધર્મ-કર્મ તો જ્ઞાન શું ? ? ગીતા ભણીને ૪
તત્વોમાં દૃષ્ટિ શું જતી ? ? યોગે સદા રહી વિસ્મૃતિ.
પાખંડ ભ્રષ્ટાચાર ભક્તિ, ગીતા ભણીને. ૫
મુક્તિ ગણી પુનર્જન્મમાં, તદાકાર પ્રીતી ભોજને;
બ્રહ્મૈવ-સ્પર્શાસ્પર્શમાં, ગીતા ભણીને. ૬
વિષયાભિલાષી સાધનો, સુખ તૃપ્ત કાજે યાચતા;
જો નારકી ઉદારતા; ગીતા ભણીને. ૭
જહાં [3]કામ ત્યાં તો ક્રોધ છે, જ્યાં ક્રોધ ત્યાં સંમોહ છે;
સંમોહ ચિતભ્રમ બુદ્ધિનો, ગીતા ભણીને. ૮
લોભે વિચારી ધુર્ત્તતા, ગૃહી કૃપણુતા દાન છુટીયું;
હવે પ્રેમ કેમ ? ? સમાગમે, ગીતા ભણીને. ૯

---

૧ त्रिविधं नरकस्येदं० આ મંત્ર ગીતાના અધ્યાય ૧૬-૨૦ માં જણાવ્યા પ્રમાણે નર્કના દ્વાર જાણ્યા છતાં તે ઉપયોગમાં લેવા તે મહાન્ પાપરૂપ છે.

૨ શાસ્ત્રમાં છ સાહિત્ય છે—૧ ધર્મ સાહિત્ય, તેથી શ્રેષ્ટ ૨ કર્મ સાહિત્ય, તેથી શ્રેષ્ટ ૩ જ્ઞાન સાહિત્ય, તેથી શ્રેષ્ટ ૪ તત્વ સાહિત્ય અને તેથી શ્રેષ્ટ. ૫ યોગશાસ્ત્ર અને તેથી સર્વ શ્રેષ્ટ ૬ ભક્તિ સાહિત્ય છે. તેમાંના ધર્મ અને કર્મ સાહિત્યોની નિપુણતા પ્રાપ્ત ન કરી હોય તો તેનું જ્ઞાન શુષ્ક છે કેમકે મોઢેથી બોલતાં તે વર્ત્તનમાં મુકી શકાય નહિં. એવા ચારિત્ર્યહીન પુરૂષનું જ્ઞાન આકાશ ગંધર્વનગર સમાન મિથ્યા છે.

૩ संगात्संजायते कामं कामात् क्रोधोविजायते ઇત્યાદી શ્રી ગીતા મહાવાક્યના મર્મ અને ગુપ્ત જ્ઞાનના સુગમ પંથનો ત્યાગ કરી સ્વચ્છંદ વર્ત્તન કરવા તરફ ધ્યાન આપનારા એક જાતનો ચિતભ્રમ વાયુથી ઘેરાયેલો છે એમ જાણો.

રહિ મુક્ત [1]સંત સદ્‌બોધમાં, આવી ન શાન્તિ જ્ઞાનથી;
નથી લોઇ કલાલના હૃદયમાં, ગીતા ભણીને. ૧૦
ગીતા ઊલટ તાગી તણે, છુટે ન રજતમ પંથ જે;
ધિક્કાર તેવા ઢોંગીને, ગીતા ભણીને. ૧૧
ગીતા તો પારસ સંગ છે, ગીતા સ્વયં ભ્રમરો બને;
પાખંડી ખેડે [2]ઊસર ભૂમિ, ગીતા ભણીને. ૧૨
યોગી વિનાયક અવનીમાં, કળી વૃદ્ધિનો આ ખેલ છે;
કશ્ચિન્ મુમુક્ષુ ભારતે, ગીતા ભણીને. ૧૩

---

## સ્તવન ૭૨ મું.

### ઉપરના સદ્‌હેતુઓ સંભાળવા માટે.

(રાગ ઉપરનો.)

વિસર્યા ન દેહોહં મમત, ગીતા ભણ્યાથી શું થયું??
ભુલ્યા ન મન મર્કટ રમત, ગીતા ભણ્યાથી શું થયું?? ટેક.
અસુરી-રજો તમ વૃત્તિએ, વિષયાસુરોના શરણમાં,
બેભાન બન્યા મોહાંધમાં, ગીતા ભણ્યાથી શું થયું? ૧
પ્રભુમાન છુટયું સ્વાર્થાંધમાં, ધન લોભ કંજુસતા ગૃહી,
નથી દાન દૃષ્ટિ પ્રભુ પદે, ગીતા ભણ્યાથી શું થયું? ૨
ઘટ પૂર્ણ રસ ચૈતન્યનો, જે તે સ્વરૂપે સદ્‌ગુરૂ,
દ્વેષે કુસંપ વિષ પાથરે, ગીતા ભણ્યાથી શું થયું? ૩
વર્ણાશ્રમી જીવ પુનિતતા, તજી "બ્રધરહુડ" બનાવીયું,
ખીસ્સે ધરી ભગવદ્‌ગીતા, ગીતા ભણ્યાથી શું થયું? ૪
બલ બ્રહ્મચર્ય ગુમાવતાં, સ્વચ્છંદતાથી ઘુમતાં,
પ્રભુ પદની સુમતિ ગઇ છુટી, ગીતા ભણ્યાથી શું થયું? ૫

---

૧ જીવન્મુક્ત સંતના સદ્‌બોધમાં જ્ઞાનથી શાંતિ ન આવી. ત્યારે મુક્ત શુદ્ધ બ્રાહ્મણ સંત પુરૂષથી ન સુધરનારા—શું બોધ અને કલાલના હૃદયમાંથી નીકળતા શબ્દોથી સુધરનાર છે કે ??? એવા શુદ્રના બોધમાં કંઇ ફલ નથીજ નથી. ૨ ખારી ભૂમિ.

કર્મો ન બ્રહ્માર્પણ થયાં, ફલભોગ આશાના ભર્યા,
દાઝયા અવિચાર અગ્નિમાં, ગીતા ભણ્યાથી શું થયું ? ૬
દ્વારો ઉઘાડયાં નર્કનાં, વિષ પાનને અમૃત ગણ્યું,
તજવા સમે મિત્રો ગણ્યા, ગીતા ભણ્યાથી શું થયું ? ૭
પ્રભુ ગુપ્ત છે દેહ મંદિરે, લાધે ન બુદ્ધિની ગુફા,
જાળાં તિમિરનાં નેત્ર પર, ગીતા ભણ્યાથી શું થયું ? ૮
સંસાર સાર ન સંગ્રહ્યો, શોધે [1]તુષારે તાંદુલા,
પડતાં પતંગો અગ્નિમાં, ગીતા ભણ્યાથી શું થયું ? ૯
ચેતન અભેદ[2]-બ્રહ્માંડમાં, ગણ્યો અભેદ ભ્રષ્ટાચારમાં,
ડુબીયા વિકર્મિ વમળમાં, ગીતા ભણ્યાથી શું થયું ? ૧૦
પ્રભુ મંદિરે દુર્ગંધ ભરી, લિધું શર્ણું ભોઇ કલાલનું,
કર દીપ, નહિં દરસ્યા પતિ, ગીતા ભણ્યાથી શું થયું ? ૧૧
છે સમય જાગૃત મુક્તિનો, ઘરઘર સિનેમા નાટકો,
વસતાં અરે !!! અંધકારમાં, ગીતા ભણ્યાથી શું થયું ? ૧૨
સહુ દશ્ય સુખમાં રાચતા, વ્યાપાર સટ્ટાનો વધ્યો,
યોગી ગીતા ફળ મેળવે, ગીતા ભણ્યાથી શું થયું. ૧૩

## સ્તવન ૭૩ મું.

### તુર્યપાદની જાગૃતી અને જીવન્મુક્તિનું સ્વરૂપ.

( રાગ—ઓકળીયું નાનું ગામડીયું—એ રાહ.)

વ્યાપક ગીરી શિખરે, તુર્યા યોગી ધ્યાન ધરે ૐકાર, (૨)
જો સ્વપર ગુણાતીત ચરણે, વ્યષ્ટિસમષ્ટિ એકાકાર. વ્યાપક. ૧
સાધન મતિ સતિ જ્યોતિ ઝળકાટે, પૂર્ણ તેજ અંબાર, (૨)
ધરિ રમ્ય સુમન મનમાળ તુર્યાતીત મહિમાન આવે પાર. વ્યાપક. ૨

---

૧ કુશકામાં ચોખાનો ઢગલો શોધી રહ્યા છે. ૨ અભેદ ચેતનતત્વ એટલે પરમાત્મા ચેતન બ્રહ્માંડમાં સતત્ર અને પૂર્ણ છે. તે અભેદ દેહમાં ગણનારા બંધુઓજ ભ્રષ્ટાચારરૂપ વિકર્મિ થાય છે અને તે સનાતન વૈદિક ધર્મ વિરૂદ્ધાચરણ કહેવાય છે.

ચિત ચંદન શિતલ પાદ પ્રક્ષાલન જળનિધિ અમૃતધાર, (૨)
સત્કર્મ વાસના સુગંધ દ્રવ્યે બ્રહ્માર્પણુ સુવિચાર. વ્યાપક. ૩
શુદ્ધ સ્મર્ણે પ્રાણુ સુષુમ્ણા અંતર સમાધિનો વિસ્તાર, (૨)
જ્ઞાનેન્દ્રિય-ગુરૂમંત્રે તપ-જપથી તન્મય તદાકાર. વ્યાપક. ૪
જો કર્મેન્દ્રિય-નિર્વાસન થાળે, સભર પદારથ સાર, (૨)
વિષયો શાન્તિ અસ્તિ પદમાં સ્વંતત્, દ્વારે કરે વ્યવહાર. વ્યાપક. ૫
થયો અભેદ દુંદુભિનાદ ત્રિલોકે, નિર્ભયતા રણુંકાર, (૨)
જોતા અવિચળતા રોમરોમ-મકરંદ હંસ પરિવાર. વ્યાપક. ૬
કોટિ સવિતામય પ્રભા પ્રકાશે, બિંબિ છત્રપતિ દ્વાર, (૨)
શબ્દાક્ષર નાદે કિર્ણે બિંબ-પ્રતિબિંબ ભાસ ઉચ્ચાર. વ્યાપક. ૭
કહે-કોણુ સુણે-કો-અદ્ભૂત આનંદ જ્યોતિ સ્વરૂપાકાર, (૨)
હરિહર વિધિ સુર શશી વાયુ અગ્નિ, વાણી મનનો વિસ્તાર. વ્યાપક. ૮
દિગ્દર્શન હરનિશ પ્રિયપતિ પ્રભુનો, પ્રકાશ અપરંપાર, (૨)
યોગી વિનાયક સ્વતઃહાજરા, હજુર સાક્ષાત્કાર. વ્યાપક. ૯

---

## સ્તવન ૭૪ મું.

---

### ભવસાગર ઊતરવા નોકા ચલાવનાર માછીને વિજ્ઞપ્તિ.

(રાગ—ગઝલ.)

તીરોંકી દૃષ્ટિ છોડાદે-નોકા ચલાને વાલે;
ભૂમિકા ભયકો બુડાદે-નોકા ચલાને વાલે. ટેક.
સિંધુ અપાર પાની, ક્ષણુમેં મરન નિશાની (૨)
પાનીસેં અમર બનાદે, નોકા. ૧
મગરો જહાં ભરા હય, કુસલાકે વ્હાં લે જાવે;
બચતા ન ઊસ્સે બચા દે. નોકા. ૨
મચ્છી બહોત દેખાતી, ખાતી રૂધિરકા ખાના;
બચનેકી પીછાન બતા દે. નોકા. ૩
જીનકે હુકમ સેં આયા, ઊસકા ન પંથ પાયા;
ચરણોકા પત્તા મિલાદે. નોકા. ૪

જીસસેં બિદેશ રહેના, પરતંત્ર દુઃખ સ્હેના;
સુખ શાન્તિ મેં જુડાદે. નૌકા. ૫
નહિં સાથ સોબત આતા હય, સબ ગેબુમેં જાતા હય;
ઉસકી મમત છુડાદે. નૌકા. ૬
અપના સમાલ લેના, અપના બતાય દેના;
અપની સમજ મીલાદે. નૌકા. ૭
ભેદોકી દીખાતી બાજી, દેખો જબી હય તાજી;
ભેદોકા મરમ તજાદે. નૌકા. ૮
ક્યા હય કહાંસેં દીખતી, લોભાંતરે વો ઝુડતી;
ઉસ મોહ જાલ ઊઠાદે. નૌકા. ૯
કસુરોકી ક્ષમા કરાદે, ચરનોમેં દૃષ્ટિ ઠરાદે;
યોગી સ્વરૂપ બનાદે. નૌકા. ૧૦

## સ્તવન ૭૫ મું.

### પૂર્ણબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિનો અનુભવ.

( રાગ—કાફી. પરજ ત્રિતાલ. )

જોયું મંદિરીયું મ્હારૂં, એ વિણ સર્વે અંધારૂં,
ભુલ્યો ભટક્યો અપાર દરીયે, સમજ્યો ન સારૂં નઠારૂં. એ જોયું. ટેક.
(સાખી) ચેતન કે અચેતનતણો, કાંઇ ન સમજ્યો મર્મ,
ગુરૂ કૃપા આવી મળ્યો, મંદિર માનવ ધર્મ:
પ્રેમ કરી સળગાવી બત્તી, જોવા જોગ વિચારૂં. એ–જોયું. ૧
(સાખી) એ હું મ્હારૂં કહી પડ્યો, ભુલ્યો નહિં અંધકાર,
વળી કરૂણા શીતલ સમી, અજવાળે વ્યવહાર;
સત્વ સમીરની લ્હેરે જાગ્યો, અંતર ઊજવળ ધારૂં. એ–જોયું. ૨
(સાખી) અંતર અંતર્યામી છે, પ્રકાશ વ્યાપક જ્યોત,
સર્વ બાજુએ તે વસે મંદિરભર ઊદ્યોત;
સત્ય સ્વરૂપ જાણીને જોતો તન્મય દીપક વારૂં. એ–જોયું. ૩

(સાખી) ચેતન ચૈતન એક છે અચેતન ક્ષણુ ભંગુર,
શું સંગત ? ? કેમ અનુભવે ઊલટ ઊભય ગતિ પુર;
દ્રશ્ય અચેતન સાક્ષી ચેતન, અસંગનું સહીયારૂં. એ-જોયું. ૪
(સાખી) સાક્ષીને શું ભીડ ? ? જે નિજ સત્તા વિસરાય,
જીવ-શિવ-ભેદ લીલાતણા, ગુરૂ કૃપા સમજાય;
એતો ભ્રાન્તિ વિહાર છે નિજમાં, સ્વયં પ્રકાશ સંભારૂં. એ-જોયું.૫
(સાખી) સ્વયં પૂર્ણ સિંધુ ધુમે, દૃષ્ટિ જેવી હોય,
તેવા રંગ અનુભવે, દર્શન રૂપે જોય;
પણ પોતે નિજ પૂર્ણ પ્રકાશક, ક્યાં છે ? ત્યાં અંધારૂં. એ-જોયું. ૬
(સાખી) હવે ન મંદિર દૃશ્યનો દૃષ્ટા દર્શન કોય,
પોતે બિંદુ સિંધુ સમા, ગુરૂ કૃપાએ જોય;
યોગી વિનાયક વિસર્યા મંદિર, ગુરૂ ચરણે ચિત ઠારૂં. એ-જોયું.૭

---

## સ્તવન ૭૬ મું.

---

### પરમાત્માની જાગૃતિમય જીવનનો વિલાસ.

(રાગ—કાનરો-અડાણો-ત્રિતાલ.)

સ્વપ્રકાસ જીવન પ્યારૂં. (૨)
પ્રભુ પ્રભાવ જ્યોતિ જળહળતી, સભર સ્વરૂપ વિચારૂં. સ્વ. ટેક
નિજ મહિમામાં મૂર્તિ અમૂર્તિ દેવ-માનવ ઉર ધારૂં (૨)
અસુર યક્ષ પ્રાણી, જડ-ચેતન ભાસ છાયા નિર્ધારૂં સ્વ. ૧
ઉપાદાન કે નિમિત્ત અભેદે, સ્વતઃસિદ્ધ ઉચ્ચારૂં (૨)
રવિ, શશી, કાળ ગુણને કર્મે, ગુણાતીત સંભારૂ. સ્વ. ૨
માયામય કાયા માયાતીત, રોમરોમ ઊજીયારૂં (૨)
ત્રિપુટી શિખરે તુર્ય ઊદયગીરી, બુદ્ધિપર ઝુકનારૂં સ્વ. ૩
નાદ ભૂમિ શબ્દાક્ષર વિંધન સ્વસંવેદ્ય ચિત ઠારૂં (૨)
ઉપાસ્ય ધ્યાને ધ્યેયાકાર મય ૐ ૐ મય રહેનારૂં. સ્વ. ૪
મતિમંદિરના નિજગૃહદ્વારે, પ્રેમાર્પણ થાનારૂં (૨)
"ૐ તત્ સત" તન્મય પ્રભુ દર્શન, ભેદ ભ્રાન્તિ હરનારૂં. સ્વ. ૫

દેહ નહિ તો ભોગ-ભોગ્ય ક્યાં ? ? ક્યાં ભોક્તા ? ?ઠરનારૂં (૨)
રાગી-ત્યાગી અવિકૃત નિશ્ચય આપોઆપ વદનારૂં સ્વ. ૬
શું સદ્ગુરૂ ? ? નિજ સ્વરૂપ નિહારત,જ્યોતિ જ્યોત શમનારૂં (૨)
યોગી વિનાયક સ્વ સ્વાનુભવ ૐ ૐ ૐ ગાનારૂં. સ્વ. ૭

## સ્તવન ૭૭ મું.

### આ દુનીયા ઉલટી છે અને તે ઉલટા ખેલમાં જીવાત્મા ખેલે છે તેને શિખામણ—

( રાગ—જેણે પ્રીતો કીધી-એ ગરબી. )

[1]છાલાં ચુંથી કણ ઇચ્છેરે, ઉલટી દુનીયાદારી;
તાંદુલ સ્વપ્ને ના પ્રીછેરે, દુઃખીયાં સૌ સંસારી. ટેક
ખાંડે ડાંગેર તે [2]તાંદુલ જોતા, પણ કાયા કુશકા કુટે (૨)
વાંસે કુશકી કંઠે ડાંસે, જીવન વ્હેતું ખુટેરે. ઉલટી. ૧
કેળ ગર્ભને ફેંકી શાણો, છોડાંમાં સુખ ચ્હાતા (૨)
મુક્તાહાર તજીને બગલો, મચ્છી ખાવા ધાતોરે ઉલટી ૨
ચેતન સ્વાદ તજીને [3]ગેંગો બનાવતો મળ ગોળી (૨)
કમળ પરાગ સુગંધને ત્યાગે, નરક રજકણો ચોળીરે. ઉલટી. ૩
મિષ્ટ પ્રસાદી અમૃતજ્યોતિ વસવું તજીયો વ્યોમે (૨)
ક્ષાર ભૂમિના ભોગ યજ્ઞમાં [4]બ્રહ્મવર્ચસ ને હોમેરે. ઉલટી ૪
અહં મમતની પહેરી બેડીયો; માન મર્ત્ત્યો માને. (૨)
સાત [5]ભટુરનો બાપો બહાદુર; સુખીયો વિષના પાનેરે. ઉલટી. ૫
ધન મૃતિકાનો ચોર ઘાતકી, ધુર્તદંભનો સાથી; (૨)
નગ્ન નાચતો ગાતો ધાતો ભવાઈ ટોળાનો બાથીરે, ઉલટી. ૬

---

૧ છાલાં એટલે છોતરાં. ૨ ચોખા. ૩ મળ છાણની ગોળીઓ બનાવનરો એક ભમરો. ૪ શરીરની ઉત્પત્તી સ્થાન. ખારી ભૂમીકા હોવાથી તેના ભોગને માટે અજ્ઞાત પામર જીવાત્માઓ પોતાના બ્રહ્મવર્ચસ એટલે બ્રહ્મવિર્યને તેમાં હોમે છે. જે ઉત્પત્તિનું સ્થાન છે તે ભોગનું સ્થાન જુએ છે. ૫ સાત બાળકોનો.

દેહ ભૂત ધુણાવે [1]ભોગો બોળી આંગળી ચાટે (૨)
પૂર્ણ જયોતિની તજી સભરતા, સદ્ગુરૂ મહિમા ખાટેરે. ઊલટી. ૭
ચકલા ચકલી ના સંસારે, નિર્લજતા જોવરાવે (૨)
લંપટ ભર લાલચનો દાતા, ગુરૂ પ્રભુ કહેવરાવે. ઊલટી ૮
શબ્દ ઝરીની ગોખણુપટ્ટી; વાક વૈખરી વાવે. (૨)
પાખંડી પંડિતમાં ખપવા કુશળ કવિત્વ જણાવેરે. ઊલટી. ૯
કલિ પ્રતારણ ઢોંગી દૈવી, ચર્મ ચુંથણું ધાર્યું (૨)
ધંન ધુતારો કરે ન વાર્યું, આખર કરતો હાર્યુંરે. ઊલટી. ૧૦
મોહ છડીભર ખમા પુકારે, લોભ ચમર ફરકાવે (૨)
રોમ રોમભર દશ્ય જાગૃતિ, નાચણીઓ ગુણગાવેરે. ઊલટી. ૧૧
કળી ચરીત્રે તામસ રચના, ઘટઘટ ત્રાસ તમાસો (૨)
યોગી વિનાયક હૃદે ન ઇચ્છે, એક ક્ષણ વસવા વાસોરે. ઊલટી. ૧૨

---

## સ્તવન ૭૮ મું.

---

### પોતાના આત્માના બાહ્ય મંદીર શરીરમાં પરમાત્માનોજ વાસ છે.

(રાગ—ઉપરનો.)

એક અલૌકિત મંદિર દરસ્યુરે, ચોર્યાસીની વાટે.
ત્યાં તરવેણીનો સંગમરે, પુણ્યક્ષેત્રના ઘાટે. ટેક.
બાહ્યાંતર ચોવીસ દરવાજા, પંથીનો વિશ્રામ (૨)
ચતુર્દ્વાર અંતરગત જયોતિ, અનંત પ્રભુનું ધામરે. ચોર્યાસી. ૧

---

૧ શરીરના ભાગોમાં અલમસ્ત બનેલા પામર બંધુઓ પોતાના દેહરૂપ પંચમહાભૂતનેજ ધુણાવે છે અને તેમાં આંગળીઓ બોળી ચાટતાં પેટ ભરાતું નથી. એટલે સદાએ ભુખખડ વૃત્તિ રહે છે એટલે ભોગોથી કદાપી તૃપ્તિ થતી નથી. (સાચી રીતે સુખ આનંદ અને તૃપ્તિ, સભર પરમાત્માની પૂર્ણ જ્યોતીમાં જ છે અને પોતાને માટે સદ્ગુરૂના મહિમાથી પોતે લાભ માને પણ સદ્ગુરૂમાં તેવા શરીર ભોગ કદાપી હોય જ નહિ.

બહિર જાગૃત ધર્મશાળામાં ઊત્તરે કર્મનાં રૂપ (૨)
નામધારી સોહં પંથીડા વેઠે શીત ને ધુપરે. ચોર્યાસી. ૨
સ્વપ્ન સાથીડાં ધુમે સાથમાં વસ્તિ કે ઉપવન (૨)
નેત્ર મીચીને જોતાં સુષુપ્તિ વિજય પરાજય મંનરે. ચોર્યાસી. ૩
અંતર બાહેર રાસલીલાના ગાનતાન પોકાર (૨)
ભેદ કુલુપની કારણ કુંચીએ, ઊઘડયાં સુમતિ દ્વારરે. ચોર્યાસી. ૪
અદ્વૈત આસન યોગ ધ્યાનનો જોયો જોગી અસંગ (૨)
અચેતન બંધન તુટયાં નાહ્યો તર્યો ત્રીવેણી ગંગરે. ચોર્યાસી. ૫
તત્વ તણો રંગમંડપ સન્મુખ થંભ બ્રહ્માર્પણ કર્મ (૨)
વ્યાપક જ્ઞાન ભંડાર દરસીયો મોક્ષ ઘાટનો મર્મરે. ચોર્યાસી. ૬
ગાંધી કેરી ગતી ન પહોંચી, ધનવાન ધોકો ખાતો (૨)
લુખાં લાડનો લાલચુ પંડયો, પાખંડે પસ્તાતેરે. ચોર્યાસી. ૭
નિજ ગૃહ જળહળ જ્યોતિ ભરિયું પુરણ સ્વયંપ્રકાશ, (૨)
ૐ ૐ ૐ ૐ ગેબી ગર્જના-ગુરૂગમ નાદ વિલાસરે. ચોર્યાસી. ૮
આપ આપમાં આપજ ખેલે, સુમતિ ગેબે સમાય (૨)
નિસ્પંદત્વે વાણી મનથી, અવલોકન કેમ થાય રે. ચોર્યાસી. ૯
મંદિર મધ્યે પ્રકટ પ્રભુનાં અહોનિશ દર્શન હોય (૨)
જડબુદ્ધિમાં જડ દર્શનથી જડરૂપ નિજને જોયરે. ચોર્યાસી. ૧૦
ચેતનબિંદુ રસબસ સાગરમાં ચેતન લીલા સમાય (૨)
યોગી વિનાયક અનુભવ પદમાં અમૃત શાન્તિ પમાય. ચોર્યાસી. ૧૧

---

## સ્તવન ૭૯ મું.

### જીવાત્માને પોતાના પરમાત્માની પ્રાપ્તિને માટે આપેલી શિખામણ.

( રાગ આશાવરી. ત્રીતાલ. )

જીવ !!! તને કેઇ પેરે સમજાવું,
તું ચેતન દેહ સ્વપ્ન ચિત્રના, ઘટે ન સંગી થાવું. જીવ. ટેક.
કાયા ગહ્વર અસુરી સમાજે, મોહ તિમિરમાં સમાવું (૨)
અવિનાશી !!! જો નુગરી મતિએ, પડતું પછી પસ્તાવું. જીવ. ૧

પ્રાણ-વિષય-ઇન્દ્રિય-ભૂત મંડળ, અંતઃકરણ ગણાવું, (૨)
"તું" વિણ જડ સૌ તું શેં પરાધિન, ગુલામીમાં ગુંગળાવું. જીવ. ૨
જો ગુરૂગમ દિક્ષીત્તો પુરણ, અન્ય ન હોવું થાવું, (૨)
નિજ મહિમા વિસરી સ્વપ્ન થાળે, કદિ ન આવે ધરાવું. જીવ. ૩
મહદ્ અણુમાં તું નહિં જાતેઃ, બુદ્ધિપર ગુણ ગાવું, (૨)
મલ મુત્રે મોક્કા થઇ લોટે, એ છુટવા કાળે બંધાવું. જીવ. ૪
સત્યાસત્યનો વિવેક નરના આ ટાણે ભુલ ખાવું, (૨)
નિર્લજ્જ લંપટ વિષયે રાચ્યો, હજુ ન તૃપ્તિ મનાવું. જીવ. ૫
અહં રાહુ છાયામાં તસ્કર પેઢીએ ચઢી લુંટાવું (૨)
કંચન રજ કંચન છે તો પણ કથિરે પડયું કુટાવું જીવ ૬
રજ્જુસર્પવત્ લીલા દશ્યમાં અધિષ્ઠાન પરખાવું (૨)
સ્વપ્ન જાગૃતિ કાળનું ખાણું, ન્યારાને શું જણાવું ? ? જીવ ૭
ભ્રમર સંગમાં કીટ ભ્રમર છે સત્સંગ ગંગમાં ન્હાવું (૨)
અવસરીયે જીવ-પરબ્રહ્મ ચરણે ત્રિયપાતિ સ્વરૂપે સમાવું. જીવ ૮
કિણું રવીમાં-બુંદસાગરે બરફ જળે ગુમ થાવું (૨)
યોગી વિનાયક જીવ-શિવ કાયા જગ ન્યારો ૐ ભણાવું. જીવ ૯

---

## સ્તવન ૮૦ મું.

---

### પ્રેમભક્તિ અને બ્રહ્મવિદ્યા જ્ઞાનના અનુભવથી પરમાત્માની સ્તુતિ.

### ( રાગ ભૈરવીની દેશી. )

રહેજોને સ્થિર મારા-હૃદયાના ખેલનારા-
હૃદયાના ખેલનારા, મનને રમાડનારા. રહેજો. ટેક.
સુગંધ કળીપર વાસો ઠરીને, પ્રકાશ પ્રસારો દુર્ગંધ હરીને;
ડુબતાને તારો કર નૌકા ધરીને,
અનાથના નાથ મારા-ભક્ત ભીડે દોડનારા,
કૃપાસિંધુરે, સાચે સાક્ષાતા બતાવનારા. હાંહાંરે. (૨) રહેજો. ૧

બાંહ્ય ગૃહીને અમીરસ પાયો, શરણાગત પર શિતળ છાયો,
નિ:સંગ સંગે ગંગમાં નાહ્યો,
જનિ મૃતિ ભય ટાળી-ત્રિપુટી શિખરે સંભાળી,
**સાક્ષી** સાને રે. ધ્યેય ધ્યાને જગાવનારા, હાંહાંરે (૨) રહેજો. ૨
**પ્રેમ** સિંહાસન **પ્રિયપતિ** ભાળી, **संवित्** મયનિજ સ્વરૂપ નિહાળી,
બ્રહ્માર્પણ લાગી સુમતિની તાળી,
અનુભવ જ્યોતિને દરસી-ૐ ૐ તદરૂપતા પરસી,
એક રસરે વ્હાલા "હું" ને ભુલાવનારા, હાંહાંરે. (૨) રહેજો. ૩
ભિડ ભંજન વિઘ્નહર વિશ્વંભર, સભર પૂરણ છો અખીલ ચરાચર,
યોગી વિનાયક ગણેશ રટણકર,
સાહ્યો કર છોડશો ના, **બેલી પ્રીતો તોડશો** ના,
ધાજો વ્હારેરે અંતે સ્મર્ણમાં આવનારા. હાંહાંરે (૨) રહેજો. ૪

---

## સ્તવન ૮૧ મું.

---

### પોતાના જીવનને ૐ તત્ સત્ બ્રહ્માર્પણ સમજવા.
### (રાગ—કાલિંગડાની દેશી ત્રીતાળ.)

**જીવન બ્રહ્માર્પણ કીજે**-(૨)
સાત્વિક ગુણ કર્મો સદ્ગુરૂના પરમપદે ધરી દીજે. જીવન. ટેક.
(સાખી)—દિનનિશ શ્વાસોશ્વાસ ભર ૐકારનાથ ઉચ્ચારતાં,
બુદ્ધિ અનુભવ સ્વયંજ્યોતિ જીવ રસબસ ઠારતાં,
બુંદો રમે જળ કોશમાં નિજ બુંદભાવ વિસારતાં,
નહિ જીવ-શિવ-સદાસ્વયં, રશ્મિ શશી શીત સારતાં.
અખંડ તન્મય નાદ બિન્દુમય, અમૃત રસપાન પીજે. જીવન. ૧
(સાખી)—કયાં હતું ? ? દશ્ય વિચિત્ર દર્શન હું તું ને તે વાણીનું,
છે રમકડાં સૌ ખાંડમય દર્શન સ્વરૂપ એધાણીનું,
જંજાળ મોહી આળ સ્વપ્ને, બરફ દેખ્યું પાણીનું,
ગુરુ પૂર્ણ કરૂણા સાગરે, સહુ શાન્તરૂપ નિર્વાણીનું,
અહં મમત અંધકાર વિલયમાં જ્યોતિ જ્યોત સજી લીજે. જીવન. ૨

(સાખી)—માયા વિકલ્પિત શબ્દ કળ કલનાની પૂર્ણ દિશા ભરી,
સંધા ન નાદ નિજ સંત દર્શન અપરપર દૃષ્ટિ ઠરી,
શું જ્યોતિ મહિમા વાણીમન સૌ અતિત પ્રેમ કૃપા નરી,
ઘનઘોર ગાજે વ્યોમપર જળહળ ભરી અનહદ તરી,
યોગી વિનાયક અભય પ્રદેશે સ્વસંવેદ્ય સજી લીજે. જીવન. ૩

## સ્તવન ૮૨ મું.

### ઉદય કાળમાં પ્રભુ દર્શન.

(રાગ—ગઝલ.)

જાગી જોયું અરૂણોદયની વેળ ઉદયભાવી,
પૂર્ણ જ્યોતિની મૂર્તિ સંત ભેટ કેરી ચાવી. જાગી જોયું. ટેક.
બહુ જન્મોના પૂણ્ય યોગે ભક્તિને જગાવી,
વૃષ્ટિ પ્રેમાંકુરે પ્રકટાવ્યાં જ્ઞાન બીજ વાવી. જાગી. ૧
અનુપમ કિર્ણ તિર્યંક દૃષ્ટિ અંતરમાં વિંધાવી,
રોમ રોમ ભાનુ સંત સ્વરૂપમાં લેતા સમાવી. જાગી. ૨
વિવિધાગ્નિના તાપ શોષી, શરણુ દીધું તાવી,
સુધારસપાન દિવ્ય નેત્ર દીધાં સંગ તજાવી. જાગી. ૩
પદ્મ કંટક ભર્યું સુગંધ ભ્રમર પ્રેમ લાવી,
ભન્યા બેલી ગૃહીકર તારનારા સંત નાવી. જાગી. ૪
દિશા ભ્રમ બુદ્ધિ ભુલ જીવ ઇશ છે માયાવી,
પ્રિયપતિ ચરણુ ગેબ જાતાં જ્યોતિ જ્યોત મિલાવી. જાગી. ૫
અનેકનું એક સંખ્યાતીત સિંધુ ધ્યેય ધ્યાવી,
સભર યોગી વિનાયક ૐનાથ સ્મર્ણ લાવી. જાગી. ૬

## સ્તવન ૮૩ મું.

### જીવાત્માને દેહ મોહ ઉતારવા માટે આપેલો સદ્‌બોધ.

(રાગ—કાફી પરજ ત્રીતાલ.)

પીંજરાનો મોહ ઉતાર, પખેરૂ રાજા તું પીંજરાથી ન્યારો. પિંજરા ટેક.
એ પિંજરૂં તેરૂ ઘાટ ઘટીલુ, ઘડનારો ઇશ લુહાર. પંખેરૂ. ૧

માયા લોહની ભ્રમણા એરણપર, સૂક્ષ્મ ઘાટે ઘડનાર. પંખેરૂ. ૨
સ્વપ્ન કાળ પીંજર પચીસી, સોહં મોજે રમનાર. પંખેરૂ. ૩
રંગ બેરંગી જાળ બહુરંગી તુજને બંધન કરનાર. પંખેરૂ. ૪
ઘાટ ભુલી તું સમય ચુકાવે તજે એરણનો પડકાર. પંખેરૂ. ૫
મોજ વિસારી અસંગ રમતાં તું નહિ લોહ લુહાર. પંખેરૂ. ૬
યોગી વિનાયક સંત કૃપાનો સ્યેન સ્વતંત્ર રહેનાર. પંખેરૂ. ૭

---

## સ્તવન ૮૪ મું.

---

### જીવાત્માને દેહ મોહ ઉતારવા માટે આપેલો સદ્બોધ.

( રાગ—કાફી પરજ ત્રીતાલ. )

પીંજરાનો મોહ ઉતાર, પંખેરૂ રાજા–તું પીંજરાથી ન્યારો, પીંજરા ટેક.
રંગ અવિદ્યા રજતમ કલના, ચતુષ્પાદ બનનાર. પંખેરૂ. ૧
ના સદ્સત ના સમને તુરીયા, ૐઅતિત નિર્ધાર, પંખેરૂ. ૨
અંતર્યામી ન વ્યાપક સાક્ષી જળહળ ૐપ્રાણાધાર. પંખેરૂ. ૩
ત્રિપુટી ગલી વાણી મન તજતાં, અભેદ પરમપદ સાર. પંખેરૂ. ૪
બાહ્યાંતર ગંગા યમુના પ્રવાહો, મધ્ય શારદાનો વિસ્તાર. પંખેરૂ. ૫
ધ્યાન સંધાને સાંવિત્ સમાધી, ૐપુરણ ધ્યેયાકાર. પંખેરૂ. ૬
યોગી વિનાયક વાસ નર્મદા નર મદને હરનાર. પંખેરૂ. ૮

---

## સ્તવન ૮૫ મું.

---

### ચૈતન્ય સ્વરૂપ જીવાત્માને શુકના સ્વરૂપે આપેલી જાગૃતી.

( રાગ મરાઠી ચાલની સાખી. )

ચેતન શુક સુણજે–ન હોય પિંજર ત્હારૂં. ચેતન. ટેક.
તું વ્યોમે ઉડનારૂં પક્ષી સ્વતંત્ર વસનારૂં (૨)
તું સાક્ષી દશદિશમાં ન્યાળે ત્યાં ઘોર અંધારૂં. ચેતન–ન હોય. ૧
તું વાણી રસ સુંદર વેણે સુખરૂપ બનનારૂં (૨)
તુજને ન બંધન મુક્તિ દર્શન સ્વયં સમજનારૂં. ચેતન–ન હોય. ૨

રંગ બેરંગી પ્રપંચ પિંજર મોહજ ભરનારૂં (૨)
જીવન કારાગ્રહમાં જાતાં તને ફસવનારૂં. ચેતન–ન હોય. ૩
પ્રેત પંચના સ્થંભજ અંતર જાળે જડનારૂં (૨)
વિષભર મિષ્ટ પ્રસાદ ચખાડી નિસ્તેજ કરનારૂં. ચેતન–ન હોય. ૪
તું શાને ભરમાયો ? ? શુકદેવ, સંત વચન પ્યારૂં (૨)
ઊભય પાંખ બળ ઊડવા સરજી કેમજ મરનારૂં. ચેતન–ન હોય. ૫
શિખર પરે જાતાં નહિં રોકે અમૃત પિનારૂં (૨)
અહં મમ નાગ નાગીણી સંગથી પ્રાણજ હરનારૂં. ચેતન–નહોય. ૬
ભોગ ટુકડા કાજે લોભી, પ્રવેશ કરનારૂં (૨)
સ્વતંત્ર ફળ રસ પીવા કેરૂં માન વિસરનારૂં. ચેતન–નહોય. ૭
ચેત ચેત જો જાતો અવસર ભુલે ન ભમનારૂં (૨)
યોગી વિનાયક ભજવા કેરો અવસર ચુકનારૂં. ચેતન–નહોય. ૮



## સ્તવન ૮૬ મું.



### પરમાત્મા પરમેશ્વર ૐકારનાથનાં દર્શન કરવા વિષે.

( રાગ—કાનુડો કામણગારો–એ રાગ. )

પ્રભુજીનાં દર્શન થાય, જીવ જોને કાયા મંદિરમાં. પ્રભુ. ટેક
કાયા મંદિરનો કિલ્લો માયાનો, માટી ચુનામાં ચણાય (૨)
ઇંટો ને કાષ્ટ લોખંડ ભૂતોનો સ્થૂલ દરવાજો દેખાય. જીવ. ૧
તામસ શસ્ત્રો કર્મનો પહેરો, ભયભીતતા સમજાય (૨)
અંતર ગ્રહના સૂક્ષ્મ દરવાજે, રાજસ ઘંટનાદ થાય. જીવ. ૨
અંતર ત્રીજે દરવાજે છે સત્તા સત્વ બ્રહ્માર્પણ થાય; (૨)
યજ્ઞ વ્યાપકે સેવે નરનારી, નારાયણ પદ પાય. જીવ. ૩
ત્રીગુણ ગીરીના શિખરે જાતાં, ઊદય ઉષા પરખાય (૨)
અરૂણપ્રકાશ પૂર્વઘડ દિશમાં, શ્રદ્ધા સ્થિરતા પમાય. જીવ. ૪
ત્રિકોણ ત્રિપુટી મંદિર ભારતે ગુરૂગમ થાતી સ્હાય. (૨)
શુદ્ધ સત્વ મૈયા સરસ્વતિનાં પવિત્ર દર્શન પાય. જીવ. ૫

તજી अहंमम ઘડ ત્રીગુણોનો, પુનિતતા દર્શાય (૨)
जीव मलिनता આપે સ્ફુટતાં, शिवपद જ્યોતિ જગાય. જીવ. ૬
ત્રીતાલ ભૂલવણી दासोहं થી, सोहं ધ્યાન ઊભરાય (૨)
ભકિત વિશુદ્ધ સમાધિ તપમાં નિજ माहिमा પુર થાય. જીવ. ૭
ॐ ॐ ॐ ॐ ગેબી ગર્જના निज ગૃહમાં સંભળાય; (૨)
ॐકારનાથ स्वस्तःसिद्ध દર્શન जीवशिव ભેદ ભુલાય. જીવ. ૮
ઊલટ સુલટ सोहं हंस થાતાં નિર્ભય ધીરજ ધાય (૨)
વાણી મનગતિ पूर्ण સ્વરૂપે પ્રભુમાં પ્રભુરૂપ માય. જીવ. ૯
घड नहिं जीव न शिव न किल्लो તેજોમય જોવાય (૨)
दिशा न काळ અભરના શાન્તિ नास्ति કેમ ઊચરાય. જીવ. ૧૦
देह हीना તે निज पद પહોંચે मन हिना ત્યાંજ સમાય (૨)
वाणी હીના ઊચ્ચારે પ્રાર્થના जीव शिव હોના स्व પાય. જીવ. ૧૧
અહો ભાગ્ય અંતરઘડ ઊઘડે તજે ત્રિકોણના પાય (૨)
ઉભા અટારીયે યોગી વિનાયક स्वदेश स्वतंत्र ભરપાય. જીવ. ૧૨

---

## સ્તવન ૮૭ મું.

### પામર-વિષયી-અધિકારી-જીજ્ઞાસુથી શ્રેષ્ટ એવા મુમુક્ષુ સ્વરૂપ "વીર" ભક્તરાજને આપેલી જાગ્રૃતિ.

( રાગ—ભૈરવી. ત્રીતાલ.)

[1]विर-સંત સંગત કરી લીજે (૨)
દશ્યાદશ્યમય પૂર્ણ જ્યોતિનું, પ્રેમે દર્શન કીજે. વિર. ટેક.
(સાખી) નિજ જીવન રક્ષક રમે બાલવૃદ્ધ નરનાર,
પશુપક્ષી જીવજંતુમાં, છે નિજ સરજનહાર
[2]ભૂપતિ-જગપતિ, પ્રિયપતિ પોતે, ધીપતિ શરણું લીજે. વિર. ૧

---

૧ આ પદ જેમ મુમુક્ષુ વિરને માટે લખ્યું છે, અને લુણાવાડા મહારાજાધિરાજ મહારાણા શ્રી विरभद्रसिंहजी મહારાજના કલ્યાણાર્થે લખ્યું છે. પ્રભુ કૃપારૂપે સારાંશ ગૃહણ કરી કૃતાર્થતા સેવો એવો આશિર્વાદ છે.

૨ ભૂપતિ-જગપતિ-તેજ આ ॐકારનાથ પ્રિયપતિ પરમાત્મા ગણેશજ બુદ્ધિ પતિ છે એ ઓળખીને પ્રભુ ચરણમાં નિવાસ કરવો.

(સાખી) સત્વ શસ્ત્ર કટિબદ્ધ શૂર ઝુઝે ભવ રણઠામ
કાયર-કૃપણુ પ્રમાદની, મરજીવો તજે મામ
સત્ય કીર્તિ સમશેર ગૃહીને-ક્ષાત્ર નુર શિર કીજે. વિર. ૨
(સાખી) ઊદાર ગંગા સ્નાનથી, નરમદ હુર દર્શન
યમુનાતટ પટવાસ ભર ઘાટ ગોમતિ તંન
સરસ્વતિ પટ રસબસ નીરે, ધ્યાનામૃત પય પીજે. વિર. ૩
(સાખી) કલ્પવૃક્ષ ફલ ભોગવે, કામધેનું પદ પાય
શુષ્ક મલિન સંગત તજી, સદ્ગુરૂ પદમાં સમાય.
રોમરોમ અભ્યુદય જ્યોતિ-ભ્રમર પ્રેમરસ પીજે. વિર. ૪
(સાખી) જ્યાં ત્યાં નિજરૂપથી ભર્યો અમૃત સિંધુ પુર
[1]વિરભદ્ર ઇચ્છે સદા-અનુભવ ઇન્દુ નુર
યોગી વિનાયક ઊદાર રણુંગણુ, [2]શૂર પીઠના દીજે. વિર. ૫

---

## સ્તવન ૮૮ મું.

---

### ૐકારનાથ પ્રણુવરાજની સ્તુતિ.

(રાગ—રમ્યમૂર્તિ નાથ કેરી એ, ભીમપલાસ તાલ દાદરો.)

પતિત પાવન નાથ!! આદિ પ્રણુવરાજ પ્રિયપતિ (૨)
સ્વયં જ્યોતિ જ્યોત; જીવ-ઇશમાં વિરાજતી. પતિત. ટેક.
વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણુ, યોગ-ધર્મ-ભક્તિ જ્ઞાન (૨)
સમરસમય અભેદ ભાન, ઘટ ઘટ ૐ છત્રપતિ. પતિત. ૧
અધિષ્ઠાન-સ્વસંવેદ્ય, સત્ય નિત્ય છો અછેદ્ય (૨)
અતિત માન નિજ અભેદ્ય, પરમપદ વિરાજતી. પતિત. ૨

---

૧ હે વીર મુમુક્ષુ-તું સદાએ પોતાનું કલ્યાણુ ઇચ્છે. એજ મનુષ્ય કર્ત્તવ્ય છે. તેમ શ્રીમાન્ મહારાજા શ્રીમંત વિરભદ્રસિંહજીને ઊદ્દેશીને પણુ કહ્યું છે કે, અનુભવ રૂપ ચન્દ્રમાના જેવા શિતળ અને સુખકર પ્રકાશરૂપ પરમાત્મા ૐકારનાથ ગણેશજીની ઇચ્છાજ કરવી એ ઊત્તમ ધર્મ છે.

૨ ઊદારતાના રણુંગણુમાં ખેલતાં શૂરા જનો પીઠ દેતા નથી.

મુક્ત યોગી ધરત ધ્યાન, ધ્યેય-શાન્તિમય વિજ્ઞાન (૨)
બ્રહ્મભૂય કૈવલ્ય ભાન, હરિહર મન ગાજતી. પતિત. ૩
નરાકાર-ગજાકાર-શબ્દ અક્ષર નાદપાર (૨)
યોગી વિનાયક દીનબંધુ પ્રેમ ચરણુ સુમતિ. પતિત. ૪

---

## સ્તવન ૮૯ મું.

---

### પોતાની જીવદશામાં આવતાં વિઘ્નોનો નાશ કરવા માટે વિઘ્નહર સ્તુતિ.

( રાગ—વાઘેશ્વરી, તાલ ત્રીનાલ ) (રસના ભજતારક માવધરી.)
સુમતિ—! ! ! ભજ, પ્રિયપતિ વિઘ્ન હરા (૨)
વિઘ્ન હરા-પ્રભુ શાન્તિ કરા. સુમતિ. ટેક.
ગુણુ વિલાસ તજી જ્ઞેય સાધી, કર્મ સુબંધન ત્યાગ ઉપાધિ;
પ્રેમ સુ સેવ અભેદ ભરા. સુમતિ. ૧
લક્ષ્ય સુ ધ્યેય સદાસ્થિર વાસી, જીવદશા ભ્રાન્તિ હોત વિનાશી;
દ્વૈતાદ્વૈત પ્રકાશ કરા. સુમતિ. ૨
દૃશ્ય અહં મમ સ્વપ્ન વિસરતાં, જ્યોતિ સ્વયં જ્યોતિ મય સ્મરતાં;
ૐ પ્રેમામૃત રસ પાન કરા. સુમતિ. ૩
યોગી વિનાયક નિજ પદ સેવા, જય જય નાથ દેવાધિ દેવા;
જહાં તહાં પ્રભુ સન્મુખ ધરા. સુમતિ. ૪

---

## સ્તવન ૯૦ મું.

---

### સંસાર સાગરમાં તરતી નૌકાની શ્રેષ્ટતા સમજવારૂપ.

( રાગ—કાલિંગડાની દેશી ત્રીતાલ. )

ભવ દરિયે નૌકા તરતી, ભર દરિયે નૌકા તરતી
જીવન સાર્થક તારક જ્યોતિ, અસુર વિનાશક આપ ઉદ્યોતિ:
સદ્‌ગુરૂ દાનેશ્વર સંત દર્શન, નિર્ભય બોધે વિચરતી. ભવ. ટેક.

(સાખી) **કુપટી** કલ્પના કુટીલ ભયંકર **કાલિંગાએ** કરિયો કહેર,
વારંવાર ચગડોળ ચઢાવી, **મન** ભ્રમિત કરી વાળ્યું વેર;
ષડ્ **મિત્રો** તામસ વ્યવહારે **કર્મ** તણું પિવરાવે ઝેર,
**હિતશત્રુ** બની દમન ત્રાસથી **જીવ** કેમ જીવતા રહે કઇ પેર.
પણ **લોક હિતાર્થ** ગતિએ તરતી, **જીવદોષોને** સ્હેજ વિસરતી,
**તુર્યસ્થાન** વિશ્રામે ઠરતી;
જાગૃત સાક્ષી પુરૂષ દર્શને, દેહ વિહાર વિસરતી. ભવ. ૧
(સાખી) મહિમા પારાવાર પ્રભુનો **સાક્ષ** દેહથી છુટતાં પાર,
પૂર્ણપદે ૐકાર છત્રપતિ **પ્રિયપતિ** ધ્યાને **ધ્યેયાકાર**;
જળહળ સભર પ્રણુવ જ્યોતિમાં તદરૂપે હોઊ એકાકાર,
અખંડ નિરંજન પદ નિર્વાણી **નૌકા** તારણુહાર કિનાર.
યોગી વિનાયક વાણી ગાતી, બુદ્ધિ-**પ્રિયપતિ** ચરણુ સમાતી;
**માનસ બળ** ભ્રમણા લય જાતી
સ્મર્ણ નિવેદન **શબ્દાક્ષરપર** આપજ શાન્તિ સજતી. ભવ. ૨

---

## સ્તવન ૯૧ મું.

### માયાના મિથ્યાપણાનું સ્વરૂપ.
### (રાગ—કાલિંગડાની દેશી ત્રીતાલ.)

માયા એ વિપરીત વાણી છે-(૨)
"**કંઇ નહિં**" વંઝાસુત વાણીરસ, બુદ્ધિહિનોએ વખાણી છે. માયા. ટેક
(સાખી)—ભાસે જો દૃષ્ટિથી નગર દોષીતને આકાશમાં,
[1]શશ શિર પર કલ્પિત મનથી શિંગ કહે ઉપહાસમાં;
કરે પુષ્પની ગણુના કદાપિ વ્યોમ વાણી વિલાસમાં,
પણ "**કંઇ નહિં**" એ સત્ય જે છે તેજ વિણુ ઇતિહાસમાં;
સ્વપ્ને ભોજન કરતાં ભાળી, જાગ્યા પછી તો અનુભવ ખાલી,
એવા ભાવ તણી રચનાને "**માયા**" કહી વખાણી છે. માયા. ૧
(સાખી)-દોરી ન જાણે તેજ મતિહીન **સર્પ**ની કલના કરે,

---

૧ સસલાં.

[1]શુક્તિ ન જાણે મંદ નર રૂપું જુએ મનથી ખરે;
પામર વિહારી નામરૂપ જીવ સત્ય વસ્તુ વિસરે,
જ્યોતિ પુરણ પ્રભુ ભુલતાં માયા એ વાણી ઊચરે;
અનુભવ ગ્રહીને રહે ગુરૂ શરણે, 'સેવા બ્રહ્માર્પણ પ્રભુ ચરણે,
નિશ્ચય પ્રભુ છે સ્વયંપ્રકાશી વિણુ શબ્દોની [2]કાહાણી છે. માયા. ૨
(સાખી)-આ દૃશ્ય દર્શન દેહ ભવ માયા પ્રકારે સમજવા,
કરી બાહ્ય દૃષ્ટિ અંતરે મતિ પ્રેમ પ્રેરિત ધારવા;
પ્રભુ જ્યોતિ ૐ ૐ અમર અવિનાશી સ્વરૂપે વિચરવા.
યોગી વિનાયક બિંદુસિંધુ અભેદરૂપે નિરખવા;
તદરૂપે તાદાત્મ્ય તજી ભ્રાન્તિ, નીજ પરમપદમાં વિશ્રાંતિ;
માયા મય શબ્દોની શાન્તિમાં ચૈતન્ય પ્રભુ ઓળખાણી છે. માયા. ૩

---

## સ્તવન ૯૨ મું.

### પ્રભુજીની વિનંતિ.—

( રાગ—વેગે વ્હારે-એ રાગ. )

સત્યના સંગાથીરે, અહિંસાના સાથીરે,
આવે સમયે ક્યાં લગ જોઈ રહેશોજી;
પ્રભુના નામે ધાર્યો છે, દૃઢ વિશ્વાસ. સત્યના. ટેક.
(દોહરો)-વિશ્વબંધુ ભાવે ભર્યો હૃદય તણો કોઠાર,
જ્યાં ત્યાં આપજ પૂર્ણ છો, નાથજી સરજનહાર;
બુદ્ધિના પ્રકાશીરે, ઘટઘટના વાસીરે,
દૈવી આસુરી જીવમાંરે;
પ્રભુના નામે ધાર્યો છે, દૃઢ વિશ્વાસ. સત્યના. ૧
(દોહરો)-શ્રુતિ સ્મૃતિના ન્યાયમાં પુરાણુથી પ્રખ્યાત,
સત્વ ગુણના ધર્મમાં સત્ય અહિંસા વાત;
જ્ઞાન ગોળી ગળતાંરે, સેવા યોગે ભણતાંરે,

---

૧ છીપોલી. ૨ કહેવત છે.

પાજો અમિરસ પ્રેમથીરે;
પ્રભુના નામે ધાર્યો છે, દઢ વિશ્વાસ. સત્યના. ૨
(દોહરો)-અસુરી બલ અતિશય વધ્યું પડે લાઠીનો માર;
કુંદા પાટુ લાતનો કરવો પડે સહકાર;
સહનશિલતા ભાવિરે, સ્વમાનની ચાવીરે,
વેદ વાણી પાલન થતીરે, પ્રભુના નામે. સત્યના. ૩
(દોહરો)-ભુખમરો ભારે પડયો, બાળે શિતલ છાય,
ટપક ટપક રૂધિરે ભર્યાં ખબોચીયાં ઉભરાય;
રામ રામ ભણુતાંરે, દેહુ દષ્ટિ હણુતાંરે,
નિઃશસ્ત્રે રણુ ઝુઝીયેરે પ્રભુના નામે. સત્યના. ૪
(દોહરો)-પરાધિનતા વેઠવી અનંત દુઃખ જંજાલ,
ક્લેશ કુસંપી ભેદમાં, થયો સ્વદેશ પાયમાલ;
કષ્ટનો નહિં આરોરે, ગુલામીનો ભારોરે.
માથા સાથે બાંધાયોરે, પ્રભુના નામે. સત્યના. ૫
(દોહરો)-સત્વસંઘ મિત્રો શુરા કારાગ્રહ ઝંપલાય,
બેલી પ્રભુ તુજ આશ્રયે સ્વમાન થી જીવાય;
અસુરોની બેડીરે, શૂરાની પેઢીરે,
સ્વતંત્ર રક્ષણુ સેવતારે, પ્રભુના નામે. સત્યનો. ૬
(દોહરો)-ઊમળકા રણુ જંગના, વાગી વીરની હાક,
રણુશૂરા સન્મુખ વસ્યા, લાગે નહિં કદિ થાક;
વિનાયક ધાજોરે, નિજ સેવક સ્હાજોરે,
શરણુાગત સંભાળવારે, પ્રભુના નામે. સત્યના. ૭

---

## સ્તવન ૯૩ મું.

---

### હરિ ભકતને પ્રેમપૂર્વક પ્રભુ દર્શન.

( રાગ—કાલિંગડાની દેશી. ત્રીતાલ. )

સર્વાંગે પરમેશ્વર છો, (૨)
રોમરોમમાં જ્યોતિ ઝળકે, અંગઅંગમાં ચેતન ચળકે,
ક્ષણુ ક્ષણુમાં પલકે નુર હલકે, સત્યવાણી સાગર છો. સર્વાંગે. ૧

**તમરજ** સત્વ ભર્યા અહંકારે, ચિત્ ચાલક ગત ગમ વ્યવહારે.(૨)
**પામર** વિષયી મય અધિકારે, **નામરૂપ** આખર છો. સર્વાંગે. ૨
**સત્વવિહાર** મનોમય કોષે, ત્રિગુણી બુદ્ધિ નિશ્ચય જોશે, (૨)
તત્વ તત્વ મય જ્યાં ત્યાં નિજના બિંદુસિંધુ સભર છો. સર્વાંગે. ૩
પુરણ **આશાપુરક** ખ્યાતિ, દુઃખહર અમૃત પદ વિખ્યાતી, (૨)
પ્રિય **અસ્તિ ભાતિ** અન્ય કલ્પિત, નામ રૂપથી પર છો. સર્વાંગે. ૪
**દોરી** છતાં જેમ **સર્પ** ગણાયે, **પ્રણવ** છતાં દેહરૂપ જણાયે, (૨)
**ચાંદી** જોઇ ચમકે છે **છીપ** જો સત્ય ૐ સર્વેશ્વર છો. સર્વાંગે. ૫
**દેહાતીત** દેહોહં ત્યાગી, માયાતીત ધન દશ્ય વિરાગી, (૨)
**વિનાયક** સજ સેવા ભક્તિ, તન મન ધન સભર છો. સર્વાંગે. ૬

---

## સ્તવન ૯૪ મું.

### હંમેશાં સદ્ગુરૂ સંતનો સમાગમ કરવા વિષે.
**( રાગ—હીરામાણેકને મારે શું કરવું છે-એ રાગ. )**

આવો **શુરા** નરનારી, **સત્સંગ** કરીયે;
સત્સંગ કરીયે, પ્રભુને ચરણે શિર ધરીયેરે, આવો ટેક.
**ચોર્યાસી** સિંધુ કાંઠો, બંદર નર દેહ છેરે. (૨)
**સ્વદેશ** વ્હાલાના પંથે, **મુસાફર** વિચરીયે. આવો. ૧
નૌકા પુરણ **અવિનાશી, સદ્ગુરૂ પ્રભુ સંત** છેરે. (૨)
**સુકાન** બોધાનુભવના, પ્રેમે શાન્તિ વરીયે. આવો. ૨
**સાત્વિક** સમસ્યા વર્ત્તનનો, ગાજંતો સ્થંભ છેરે; (૨)
**ભક્તિરસ સઢના** વેગે, ભવ સિંધુ તરીયેરે. આવો. ૩
**વિવેક** વૈરાગ્ય **સાથી**, બંધુ રણધીર છેરે; (૨)
ચેતનની અભેદતાએ, **અસુરી** ભય હરીયેરે. આવો. ૪
**સત્યનું** [1]પિનાક ખાંધે, તાતાં તિર ભાથેરે; (૨)
**અહંમમ** તૃષ્ણા મોહોના, તિમિરો વિસરીયેરે. આવો. ૫
**ઊદારતા** બંધુક કરમાં, **ગુપ્તદાન** ગોળીરે; (૨)
વિદેશીયો (લોભાસુર) મુર્છિત થાતાં, **વિજય** માલ ધરીયેરે. ૬

---

૧ ધનુષ્ય.

અહિંસાનો ભાલો ઝળકે, ઘુમે દશ દિશમાંરે; (૨)
સહિષ્ણુતા ઢાલે નિર્ભય [1]વિશ્રામે ઠરીયેરે. આવો. ૭
ગુરૂ કૃપા વિજય પતાકા, સમર્યો દીન રાતમાંરે; (૨)
ૐ ૐ સ્વસ્વાનંદ પામી, પ્રભુને નિરખીયેરે. આવો. ૮
જ્ઞાનચક્ષુ અંતર ઊઘડે, જપ તપ પ્રતાપથીરે; (૨)
બ્રહ્માર્પણ કર્મ કુંભમાં, જ્યોતિ પ્રેમ ભરીયેરે. આવો. ૯
ભીરૂ પામરને ષંઢો, દિયે પુઠ ક્ષેત્રથીરે; (૨)
તન ધન ભોગે શત્રુના, શરણે કેમ ઠરીયેરે ? ? આવો. ૧૦
જાગો હે દેશી વિરો, હાકલ ભવ ઘુમવારે; (૨)
યોગી પદ સ્વધામ નોકા સ્વતંત્રે વિચરીયેરે. આવો. ૧૧

---

## સ્તવન ૯૫ મું.

---

### પોતાના સદ્‌ગુરૂ પરમાત્માને પોતાને ત્યાં પધરાવવા વિષે.

( રાગ—પ્રભાતીયું-રામ કહેને પ્રાણીયા-એ રાહ. )

ૐ નાથને પધરાવીએ. (૨)
મન આંગણીયું લીંપાવીએ (૨) ચિત ચોકને સમરાવીએ. ૐ ટેક.
સ્વયં સત્તા સ્વયં સદ્‌ગુરૂ સ્વયં સભર વિચારતાં (૨)
સ્વયં પ્રિયપતિ ચરણસેવા-" પધારો " ઉચ્ચારતાં. ૐ. ૧
અસ્તિ રંગે રંગીયું ભેદ ભ્રાન્તિ ભાવટ ખોઇને (૨)
આનંદ સુખને તૃપ્તિભર શાન્તિ "સિંહાસન" જોઇને. ૐ. ૨
જ્યાં ત્યાં નિર્ણય નિત્યનો નિરિહં ભરેલા ભાવથી (૨)
વિરાજ્યા નિર્વાણી પાદે, સ્નેહ "વંદન" લ્હાવથી. ૐ. ૩
કળિ રસબસ ગંધ મ્હેકે, સુમન માળ પ્રભુ ધરો, (૨)
પાવન કરો હૃદદ્વાર ભૂમિ બાલનાં દુઃખડાં હરો. ૐ. ૪
સુવિચાર તોરણ લટકતાં હિરામણી રત્ને ભર્યાં, (૨)
કર ઝારી ચરણ પખાળવા ગંગા-યમુના જળ નર્યાં. ૐ. ૫

---

૧ તુર્યપાદ સદાશિવ બ્રહ્મ પ્રદેશમાં.

ચંદન ભરેલી ચંદની વિધવિધ ચંદન વાસથી, (૨)
કરૂં તિલક પ્રભુના મુક્ત ભાલે પૂર્ણ પ્રેમ વિલાસથી ૐ. ૬
ધરી થાળ ભોજન અવનવાં અવ્યક્ત રસ ભરપુર છે, (૨)
કર કોળીયા કરી મુખ ધરે સતિ મતિ અતિ આતુર છે. ૐ. ૭
વ્યંજન અખંડિત વૃત્તિના દશ સેવકો હાજર રહ્યા, (૨)
ૐ ૐ સમિરમય ગર્જના, નિજ નાથના ચરણે વહ્યા. ૐ. ૮
સુખશાન્તિ રૂપ સૈયા સુશોભીત પાદસેવા પ્રેમથી, (૨)
નથી અન્ય દ્વૈતાદ્વૈત શબ્દો, ગુણાતીતના નેમથી. ૐ. ૯
દૃષ્ટિનાં દર્શન નિર્મળાં તદરૂપ બિંદુનાદથી, (૨)
શું સ્વરૂપ યોગાનંદમાં જીવન્મુક્ત પ્રસાદથી, ૐ. ૧૦
અખંડ જ્યોતિ જળહળે, જ્યાં ત્રી-ચતુર્થજ હારતાં; (૨)
કરૂણાભર્યા શ્રીનાથજીએ, ચરણ શરણ સ્વિકારતાં. ૐ. ૧૧
ધન્ય ધન્ય અકળીત કાળ પ્રભુજી પ્રેમ રસબસમાં રમ્યા, (૨)
યોગી વિનાયક ધન્ય જીવન પ્રિયપતિ પાદે શમ્યા. ૐ. ૧૨

## સ્તવન ૯૬ મું.

### મોંઢેથી હું મુક્ત છું એમ બોલનારા અને દેહ વિષયોમાં રમનારા બંધુઓને જાગૃતિ.

( રાગ—રામ કહેને પ્રાણીયા પ્રભાત-એ રાહ. )

શું મુકતતા દરશાવવી, ? ? ?
શુ પંડિતાઇ પરખાવવી—દેહ વિષય રમતો રાખવી—શું મુક્તતા ટેક.
જીવ જીવન છે શાસ્ત્ર રાહે, યોગ્યતા ધારી રહ્યા; (૨)
કરી ઉલટ પથ સ્વચ્છંદ વર્ત્તન, વિષયને આધિન વહ્યા. શું. ૧
અભિમાનથી પૂરો શૂરો, પુરૂષાર્થ શબ્દે ખાટતા; (૨)
કુંચી તજી બ્રહ્માર્પણોની પોતાનું હિત દાટતા. શું. ૨
ધનથી મન પૂર્ણ જોવા, લોભ તૃષ્ણા રમતમાં; (૨)
છળ દંભ ને કપટે ભર્યા, વ્યવહાર ચુસ્ત જ મમતમાં. શું. ૩

**પરનારીમાં અંધો બન્યો, મોહે** મતિ થઇ બ્હાવરી; (૨)
શું મનાવતો **ગુરૂપાદ** મહત્તા અવિશ્વાસી-લ્હાવરી. શું. ૪
જ્યાં પૂર્ણ જ્યોતિ વિલાસ છે, ત્યાં **દેહસ્વપ્ન** મનાય નહિ; (૨)
જ્યાં દેહ નહિં ત્યાં વિષય નહિ, તે બ્રહ્મરૂપ નિશ્ચય સહિ. શું. ૫
**બ્રહ્મશ્રોત્રિય** હોઇ શકે, પણ **બ્રહ્મનિષ્ઠ** મુશકેલ છે; (૨)
ત્યાં નર-નારીના દેહભાને, **બ્રહ્મમયનો** ઉકેલ છે. શું. ૬
**ગુરૂપદ** સ્હેલું નથી શૂર, **મરજીવા** કોઇ એક છે; (૨)
શું સંત કચરો ચુંથશે ? ? ? પછી વેદનો શું વિવેક છે. શું. ૭
નથી દેહ તો **માનાપમાને**, ભેદ બુદ્ધિ હોય શું ? ? (૨)
દાંભીકતાથી **ડોળઘાલુ, અજા** તે સિંહ થાય શું ? ? શું. ૮
**રહેણી** વિનાની **કહેણી** શું ? ? **ભણ્યો પણ ગણ્યોજ** ગણાય નહિ;(૨)
**આ ચાલબાજી** સદ્‌ગુરૂની વેદમાં વખણાય નહિ. શું. ૯
શાસ્ત્રવાણી-સંતસમાગમ, **બ્રહ્મચર્ય** ધરાય છે; (૨)
[1]**निरीहं** મમતહીન **સત્યતાએ** જ્ઞાનભક્તિ જણાય છે. શું. ૧૦
**પ્રિયપતિ** માનને ત્યાગીને, નિજ **જીવ**રૂપના માનથી; (૨)
સંત વેપે નાચ રંગમાં, છેતરે શું ગાનથી ? ? શું. ૧૧
**લોભી** દાંભી **કપટી** જાળો, **સંતમાં** કદી હોય નહિ; (૨)
યોગી વિનાયક સંત વાણી, પરમપદ પહોંચે સહી. શું. ૧૨

---

## સ્તવન ૯૭ મું.

---

### પ્રભુનાં દર્શન કરવાનો માર્ગ.

( રાગ-કાયા પડીરે જશે-એ રાહ. )

ઝાંખીરે થશેરે, પ્રભુનાં દર્શન થશે,
દ્વારો અંતરના ઊઘડે પ્રભુનાં દર્શન થશે-ટેક.
નથી દૂર પ્રભુજી વસીયા, સદાએ અંતરમાં ઠસીયા; (૨)
જ્યાં ત્યાં જે તે રૂપ પ્રભુ છે, નસોરે નસે **છેને હતાને હશે.** દ્વારો. ૧

---

૧. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના બારમા અધ્યાયના ૧૩ શ્લોકથી ૨૦ શ્લોક સુધીમાં પરમાત્માના પ્રિય ભક્તોનાં લક્ષણો લખ્યાં છે તે ધ્યાનમાં લેવાને સર્વ ભક્તજનોને ભલામણ કરીયે છીએ.

અલંકાર દષ્ટે દેખો, અંતર નિશ્ચયથી પેખો; (૨)
કંચન છે સદાએ સાચું, પરિક્ષક કસે—નામરૂપ ઘાટ જો ખસે. દ્વારો. ૨
દૃષ્ટિમાં "[1]પય" જોવાતાં, ઘૃત કેમ સમજાયે ખાતાં; (૨)
[2]દધિના મંથનમાં [3]નવનિત, થાતાં પય જશે-
ઘૃત તો સ્હેજ દર્શશે. દ્વારો. ૩
મલિનતા ટળતાં બિન્દુ, બિંદુ—આખર છે સિંધુ (૨)
કલ્પિત કાયાનું અહંમમ, મતિ ત્યાગશે—સાત્વિકવૃત્તિ વાધશે. દ્વારો. ૪
મૂઝવણુ મનડાની ઝાઝી, રચાઈ જગ આતશબાજી; (૨)
સ્વપ્નાના ભ્રમની લીલા, જાગે વહી જશે- સાક્ષી સાચે રાચશે. દ્વારો. ૫
આપે છે અંતરયામી, ભોગી વેષે વિષ પામી; (૨)
મૃત્યુ બાહુકની રમતે, રામ વિસરશે—સુરતા પ્રેમ ભુલશે. દ્વારો. ૬
તાળાં રજતમનાં ભારે સાત્વિક કુંચી ગુરૂદ્વારે; (૨)
કરૂણાકર દષ્ટિ થાતાં, આપે ખુલશે સાચા નાથ દરસશે. દ્વારો. ૭
અહિં તહિંનો સાથી સાચો શ્વાસોશ્વાસ તેને જાચો; (૨)
સિંધુના બુદ્બુદ પરપોટા, સિંધુ ગેબ જશે ભક્તો ચરણે લોટશે. દ્વારો. ૮
વિનાયક ભ્રાન્ત વિરામ્યા. પરમધામ સ્વરૂપ પામ્યા; (૨)
સ્વત: પૂર્ણ જ્યોતિ વૃષ્ટિની ધારા વરસસે શાન્તિ શિતળતા થશે. દ્વારો. ૯

---

## સ્તવન ૯૮ મું.

---

### પરમાત્મા પરમેશ્વરની પ્રેમભર સ્તુતિ.

(રાગ—રામ કહેનકા મઝા—એ રાગ.)

(સ્વસ્વરૂપાનું સંધાન ભક્તિ.)

વંદે સદ્ગુરૂ પ્રિયપતિ, ૐ જય જય વંદે માતરમ્.
પિતૃ બંધુ મિત્ર સખા પ્રભુ, જય જય વંદે માતરમ્; ટેક.
त्वं कर्ता त्वं धर्ता સ્વામિ, त्वं हर्ता બહુનામી અનામી. (૨)
વાણી મન વિરહિત નિષ્કામી, જય જય વંદે માતરમ્. ૧

---

૧ દુધ, ૨ દહીં, ૩ માખણ.

सत्यं ज्ञान मनंतं एकं, સાથી અંતરયામી અનેકં;
દેહી ઘટઘટ બહુ વિશેકં, जय जय वंदे मातरम्. ૨
ત્રિગુણાતીત ઉપાસ્ય परेशं, બ્રહ્મા-હરિ-હર ગુણ ગણવેષં;
સ્વયંપ્રકાશં સ્વતઃ ગણેશં, जय जय वंदे मातरम्. ૩
દશ્યા દશ્ય असंग વિહારં, પ્રતિભાસાત્મક જગદાકારં;
પૂર્ણ પદાતીત અમૃત સારં, जय जय वंदे मातरम्. ૪
સર્વેશ્વર सर्वज्ञ વિધાતા, सदसत् पर समनेति જ્ઞાતા;
સત્ય મતિપતિ અભય પ્રદાતા, जय जय वंदे मातरम्. ૫
त्वं ભૂતાત્મક भारत જનની, જન્મ ભૂમિ तत् આનંદ દયિની;
મુક્ત પદે असि વિજય પ્રકાશીની, जय जय वंदे मातरम्. ૬
त्वं નરનારી તરૂ વન વ્યાપિ, त्वं વિણ અન્ય ન સત્ય કદાપિ;
નાથ નિરંજન અસ્તિ અદ્યાપિ, जय जय वंदे मातरम्. ૭
શાન્તિ અમૃત પય પ્રેમાબ્ધિ, સત્ય ભક્તિમય સ્વપદ દયાબ્ધિ;
યોગી વિનાયક કૃત્ય કૃતાબ્ધિ, जय जय वंदे मातरम्. ૮

---

## સ્તવન ૯૯ મું.

---

### જીવનના સાચા બેલી ૐકારનાથની પ્રાર્થના.

(રાગ—ગજલ.)

ૐ નાથ ! ! ! અરજ હમારી, દિનતા લીયો સ્વિકારી;
કરૂણા કટાક્ષ દૃષ્ટિ, તુમહો હમારે બેલી. ૧
પયધાર પીલા દો માતા, અમિરસ મિલાદો દાતા;
વંદન અભય ચરનમેં, તુમહો હમારે બેલી. ૨
બાલક પાલક પિતાકો, અંતર દયા ક્ષમા હય;
સંતાપ ત્રિવિધ હઠાવો, તુમહો હમારે બેલી. ૩
વિદ્યા અવિદ્યા બલસેં, દ્વંદ્વોકી રમત ફસાતી;
ફંદા જંજાલ સિતમકા, તુમહો હમારે બેલી. ૪
પ્રિય મેં પ્રીતમ પતિકી આજ્ઞા ઉઠાતી સુમતિ;
સતિ પ્રેમ સિંધુ સમાતિ, તુમહો હમારે બેલી. ૫

બિંદુ સિંધુ અભેદે, અપના સ્વરૂપ સભર હય;
રસરાજ ઋતંભરાકા, તુમહો હમારે બેલી. ૬
अहं માન શરીર ભ્રાન્તિ, છુટના દુર્લભ મનાયા;
બંધન કા ભરમ તજાદો, તુમહો હમારે બેલી. ૭
અંતરકા ખેલક હો અંગી, ભોગી યોગી અસંગી;
અપના स्वयं ।त:સંગી, તુમહો હમારે બેલી. ૮
પંથી કી ધીરજ બડા દો, ચતુરાઇ વિજ્ઞાન જમા દો;
આશ્રીત કે તારક તરા દો, તુમહો હમારે બેલી. ૯
શરણો મેં હમ જો બુડેંગે, કહો લાજ કિસકો લગેંગે;
કર સ્હાકે કૈસે તજોંગે, તુમહો હમારે બેલી. ૧૦
મન વાણીસે બીસરોગે, અંતરસેં કૈસે જાઓગે;
જુદા ન કિર્ણોસે ભાસ્કર, તુમહો હમારે બેલી. ૧૧
અપરાધ અહો બહોત હય, क्षमता તુમે અજબ હય;
કહેતે હય યોગી વિનાયક, તુમહો હમારે બેલી. ૧૨

---

## સ્તવન ૧૦૦ મું.

---

### ગુપ્તમાં ગુપ્ત પ્રભુના સ્વયંપ્રકાશ ૐકાર સ્વરૂપ જોઇને કરાતી વિજ્ઞપ્તિ.

( રાગ—જીભલડીરે તને હરી ગુણ-એ રાહ.)

કયાંરે છુપાશો ૐ જ્યોતિ પ્રિયપતિ, શર્ણે ગૃહી શું સતાવોરે,
અભેદ મંદિરમાં अस्ति દર્શન દઈને હવે કયાં જાવોરે. કયાં. ટેક.
[1]તાતાં તીર ભોકયાં તન ભિંતર, પ્રેમપાશે મન હરીયુંરે, (૨)
ચિત્ત રંજન કરી બુદ્ધ ગુફામાં, વાણી વશરૂપ ધરીયુંરે. કયાં. ૧
અમૃત વૃષ્ટિ[2] ધારે ભીંજાવ્યાં, રસ બસ કરી [3]ઘટ ફોડોરે, (૨)
ભેટંતાં હવે કયાં ભેદ રહેતો, હવે ન નાથ તરછોડોરે. કયાં. ૨

---

૧ તાતાં તીર એટલે તીવ્ર વૈરાગ્ય. ૨ બોધ સત્સંગની ધારાએ. ૩ દેહરૂપી ઘડો.

કરૂણા બલ કરી મિત્ર સગાના, અહં મમ બંધ તજાવ્યારે, (૨)
બાહ્યાંતર રસીયા ના વિસરે, અનન્યતાએ ભાવ્યારે. કયાં. ૩
અળગા થયાં [1]સાસરીયાં પીયરીયાં, [2]એકાગ્ર ગોષ્ટિ જોડીરે, (૨)
અદ્વૈત વિરોધી ટાળી વિપત્તિ, કર સ્હાઇ બેડી તોડીરે. કયાં. ૪
જાદુઇ કટાક્ષ ભરી દૃષ્ટિથી, કરૂણા ભાને જોયુંરે, (૨)
પ્રીયતમ પદ લલચાઇ લુંટાઇ, "હું-મારૂં" સો ખોયુંરે. કયાં. ૫
વ્હાલાં [3]રમકડાં પ્યારાં [4]ભોજન, લાડ ભર્યાં છેતરાયાંરે, (૨)
રગ રગમાં રેલાયાં અમૃત, ભીના રંગે રોળાયાંરે. કયાં. ૬
બ્રહ્મ તીર્થમાં સ્નાન કરાવ્યાં, શાન જ્ઞાને સમજાવ્યાંરે, (૨)
હવે ન છુટે ૐ નાથની સેવા, પ્રેમસિંધુમાં ડુબાવ્યાંરે. કયાં. ૭
દશદિશ હરતા ફરતા પેખી, સ્વાનંદ સાગર ખેલુંરે, (૨)
અસંગ સંગે રોગ-ભોગ નાઠા, યોગાતીત રસ રેલુંરે. કયાં ૮
બિંદુ ભરીયો સિંધુ ઊલટયો, કિર્ણભર્યા રવી રમતારે, (૨)
કણુ કણુ ભરીયા મિષ્ટ પ્રસાદો, કેમ વિસરે મતિ ગમતારે. કયાં. ૯
આશાપૂરક નાથ સેવતાં, તૃપ્તિ સંતોષ દરસેરે, (૨)
અનંત નો અવધી ન જણાતો, સુખભર શાન્તિ પરસેરે. કયાં. ૧૦
કેડો ન મુકતા રીઝવ્યાં રમાડયાં, રસ ચર્ણામૃત પાયાંરે, (૨)
યોગી વિનાયક શ્વેત વસ્ત્ર તે, બ્રહ્મ રંગે રંગાયાંરે. કયાં ૧૧

---

## સ્તવન ૧૦૧ મું.

### અનેક વિચારોના તરંગો ખોટા છે. તે સમજવા રૂપ.

( રાગ—કાલિંગડા ત્રીતાલ. )

જીવ !!! મન મનસુબા ખોટા છે; (૨)
અલ્પકાળ સ્વપ્નાની દૃષ્ટિ, જેવા ભાસો મોટા છે. જીવ. ટેક.

---

૧ સાસરીયાં રજો તમો કાર્યો, અને પીયરીયાં સત્વગુણી કાર્યો.
૨ ચિત્તવૃત્તિનો નિરોધ. ૩ છોકરાં છૈયાં. ૪ વિષયોના ભોગો.

(સાખી) ચેતન જીવાત્મા અંશ જો ઇશ સાક્ષી વ્યાપક જાણવા;
દેહો તણા ભાવિ વિભોગો દીનરાત્રી પ્રમાણવા;
નિર્માણ થઇ આવ્યા પછી કલ્પિત તર્કો તાણવા;
પ્રાપ્તિ અપ્રાપ્તિ સ્વપ્ન ખેલો, ખોડવા કે વખાણવા;
ભજન તજીને લવરી ભખવી, વલવલાટના ગોટા છે. જીવ. ૧

(સાખી) જન્મ્યું તે મરવા કાજ છે, મરવું તે જન્મવું નેક છે;
છે રેંટ માળનો રેંટીયો, નાટક સિનેમા છેક છે;
સ્વપ્ના સમા ભવસાગરે, છોડી જવું એ વિવેક છે;
ભ્રાન્તિ તણા ભયને તજેતે, મરજીવા કોઇએક છે;
મનસુબાના સુબા જીવને, અમર જીવનના ટોટા છે. જીવ. ૨

(સાખી) સોદો કરે ધ્રુવ પાદનો, બલ કર્મ જો એક ના રતી;
ઉંચે સિંહાસન બેસીને, ગુરૂવા ગણાવે છે મતિ;
નથી ઇશ–જનસેવા સ્વદેશે, ભ્રાત માતા મતિ ગતિ;
કહો કેમ થાશે વિજય પ્રાપ્તિ, કંઈક સેવો જાગૃતિ;
શું જોશો ? ? આ દૃષ્ટિ સૃષ્ટિ, કલ્પિત દશ્યો ફોટા છે. જીવ. ૩

(સાખી) મુર્ખાઈ માને દક્ષતા, પણ દક્ષતા કોઇ અવનવી;
નથી સાથ સોબત દશ્યમાંનું, પાપ–દીનતા–વેઠવી;
દેશોદયે રણ જંગ ઝુઝે, શૂરી વનિતા સાધવી;
શું જીવશો ? ? હે નર નપુંશક, ગુલામીને સાચવી;
એક કાળ હજુ જોવા સુષુપ્તિ, પાણીના પરપોટા છે. જીવ. ૪

(સાખી) નથી રામ આ જગ લઈ ગયા, મહિ માંધાતાની ના થઇ;
ના કૌરવો એ કંઠ બાંધી, લક્ષ્મી કોઈ સાથે ન ગઇ;
મારી કહી કેમ અશ્રુ ગાળે, ષંઢ ગતિમાં શું વહી;
યોગી વિનાયક પાળનારા, " પ્રભુ સત્ય છે " વાત કહી;
અંતે સોનાપુર ખાખ થતાં તો, ધુમાડાના ગોટા છે. જીવ. ૫

## સ્તવન ૧૦૨ મું.

### સ્વ-વિર વિજય મહિમા.

( રાગ-સોયણી ત્રીતાલ. )

[1]વિર ! ! ! વિજય ડંકા હે આપકા-
પૂણ્ય ગર્જના લવણુપતિરૂપ, ભોક્તા ભોજન અમાપકા. વિર-ટેક.
[સાખી] પ્રજા પિતુ માતા સમા, રામ ભદ્ર અવતાર;
દયા ક્ષમા સંતોષરૂપ, પોષક અમી આહાર.
ક્ષેમ !!! કુશલ !!!! પુર ન્યાયી ચિરાયુ, લય જાઓ ખેલ પાપકા. વિર. ૧
[સાખી] સહિષ્ણુતા વિર ધીરકી, પ્રસરો સદ્ગુણ ગંધ;
સત્વ સંત સંગત કરો સિંહ બનો નિર્દ્વંદ્વ.
સંતતી-સંપત્તી પ્રેમભક્તિમય, પાલક વચનો બાપકા. વિર. ૨
[સાખી] વિર સત્યકર્મે પુનિત, ભદ્ર મુક્તગત જ્ઞાન;
સિંહ રક્ષણે નિજ પ્રજા સ્વદેશ સેવ સમાન.
યોગી વિનાયક પ્રભુપદ સમતા, મંગલમૂર્તિ હય આપકા. વિર. ૩

## સ્તવન ૧૦૩ મું.

### પોતપોતાના સ્વરૂપના મહીમાને ઓળખવા માટે.

( રાગ-સોયણી ત્રિતાલ. )

તું તારી તુલના ધારે ! ! ! (૨)
કર્મ-ગુણ સંયોગ પ્રભુત્વે, તેટલો તું છે ભારે. તું. ટેક.
(સાખી) પ્રભુ પરાયણતા જુએ તન્મય અનુભવ કાજ,
અણું રણું પણ સ્થૂલ છે, વ્યોમ શબ્દ પણ ત્યાજ;
ગુણો પરે ગુણાતીત સ્વરૂપે, તું નિર્મળતા સારે. તું. ૧

---

૧ આ સોયણીનું પદ લુણાવાડાની ગાદી ઉપર શ્રીમન્મહારાજા ધિરાજ મહારાણા શ્રીમંત ૧૦૮ શ્રી વિરભદ્રસિંહજી મહારાજ આવ્યા ત્યારે સંવત ૧૯૮૬ ના આશો વદી ૧૩ ના રોજ આશિર્વાદરૂપે લખી મોકલ્યું હતું.

(સાખી) અહં મમ દેહ સંબંધમાં, સાડાત્રણ મણ હોય,
નિરીહં બ્રહ્માર્પણ થતાં સત્વ તુર્ય પદ જોય;
ભોગ ભ્રાન્તિ તજી જગ સાક્ષીત્વે, અદ્દશ્ય જોશો ત્યારે. તું. ૨
(સાખી) મુખપાઠે નૃપ નહિં બને, વિભૂતિ હીન જીવ બ્રહ્મ
ભુત ભોગમાં ધૂણતા, કદા નહિં પરબ્રહ્મ.
સોહં ભુકણ-સ્વપ્ન ભવાબ્ધિ, કદી ન આવે આરે. તું. ૩
(સાખી) ઇન્દ્ર ઉપેન્દ્ર મહેશ્વરા, પદ પ્રાપ્તિ નહિં પૂર્ણ,
માયા વ્યાપક સાક્ષીનો યોગ વજન છે ચૂર્ણ;
યોગી વિનાયક પ્રિયપતિ પામે અતુલીત તુલના ત્યારે. તું. ૪

## સ્તવન ૧૦૪ મું.

### આદિ અંત રહિત-અવિનાશી, સ્વયં જ્યોતિ પરબ્રહ્મ પરમાત્મા સચ્ચિદાનંદ ૐકારનાથ ૐકારાકૃતિ શ્રી મહાગણપતિનું શિવસુત રૂપે વર્ણન.

( રાગ—સોયણી. ત્રીતાલ. )

જય જય [1]શિવસુત શ્રી ગણપતિ ! ! ! (૨),
વંદન વેદ પરમ જ્યોતિ ધન, સ્વયં પ્રણુવ મૂરતી. જય જય. ટેક.

---

૧ વેદાદિ ઉપનિષદમાં શિવ સુતાય વરદ મૂર્તયે નમઃ આ શ્રુતિના અર્થથી તે શિવના પુત્ર કહેવાય છે. તેનો અનુભવ શ્રીમન્ પુરાણોપનિષદી મૌદ્ગલેય મહાપુરાણમાં કથા છે કે—નંદિકેશ્વરે પ્રશ્ન કર્યો છે કે તમો લોકનાથ સદાશિવ ઇશ્વર છો, ત્યારે તમો કોનું ધ્યાન કરો છો ? તેથી શિવજીએ મહાગણપતિ ૐકાર સ્વરૂપનો મહિમા કહ્યો. ત્યારે નંદિકેશ્વર બોલ્યા કે તે તો તમારા પુત્ર છે. ત્યારે શંકર કહેવા લાગ્યા કે, મેં સમાધિમાં તેમનું ધ્યાન કરી તેમને પ્રત્યક્ષ ઉત્પન્ન કીધા. તેથી ધ્યાનમાં ઉત્પન્ન થયા તેથી તે મારા પુત્ર કહેવાય છે. અને તે વેદ વચન સિદ્ધ છે. એમ કહેતાં તે નંદિકેશ્વરને આનંદ થયો, અને શંકર પ્રત્યે વિનંતિ કરી કે તમો સમાધિથી જેમનું ધ્યાન કરો છો તે તમારા ઇષ્ટ કુલ દેવને પ્રસન્ન કરવા મને પણ દીક્ષા આપી કૃતાર્થ કરો. તે પછી તે શિવસુતરૂપ ૐકાર નાથની દીક્ષા આપી નંદિકેશ્વરે બ્રહ્મભૂય સ્થિતિ પ્રાપ્ત કરી છે.

(સાખી) [1]**યોગી** ધ્યેય જીવનપતિ ધ્યાન ચરણુ ગુરૂરાય,
પ્રેમ સમાધિ સાધ્ય ૐ **पुत्र** સ્વરૂપ ગણુાય;
**स्वसंवेद्य** આદીશ્વર-જપ તપ-સાધત [2]**સાક્ષી** યતિ. જય જય. ૧
(સાખી) **ત્રીગુણાતીત** અભેદ રસ, પૂર્ણ બ્રહ્મ અવિનાશ,
**અભય વરદ** પ્રભુ વિઘ્નહર, બાહ્યાંતર સુવિકાસ;
**त्वंतत् જીવ-ઈશ્વર** असि નિજપદ, શાન્તસ્વરૂપ **प्रियपति**. જય જય. ૨
(સાખી) ત્રીલોક **તારક** નામરૂપ, અસ્તિ ભાતિ પ્રિયનાથ,
ભાવાતીત ઉદ્દગીથ ૐ **સિદ્ધિ** બુદ્ધિ છે સાથ;
**લક્ષ્ય-લાભ** ને **મોદ પ્રમોદે**, સ્વયં અમિરસ રતી. જય જય. ૩
(સાખી) નરનારી પશુ પંખી તરૂ નગ ખગ **પ્રણવાકાર**,
**ધ્વની** દર્શન ૐ **बिन्दु**મય સાક્ષાત્ **શિવકુમાર**;
યોગી વિનાયક સ્વયં **गज वदना-ब्रह्मणां ब्रह्मणस्पति**. જય જય. ૪

---

## સ્તવન ૧૦૫ મું.

---

**આ સંસારની ઘોરતમ અંધારી રાતે, પોતાની આપે માર્ગદર્શક થઈ શકાતુંજ નથી. જો પોતેજ માર્ગદર્શક હોય તો અંધારાનું દુઃખ શા માટે ભોગવે છે? પૂર્ણ બ્રહ્મ પરમાત્મા પરમેશ્વર ૐકારનાથ સ્વયં પ્રકાશમાં ઘોર અંધકાર ભોગો તરફ ધ્યાન કેમ રહે છે-તેથી તેને "માર્ગદર્શક" સમજવા. પુરતું ધ્યાન આપવાની જાગૃતી છે.**

**(રાગ—રામ કહેને કી મજા મના.—એ ગજલ.)**

આ ઘોરતમ અંધારી રાતે, માર્ગદર્શક કોણુ છે ? ?
વિષય વિષના મૃત્યુ ભયથી, અભય દાતા કોણુ છે ? ? ટેક.
મોહ જાલ વિશાલ ભવ વન, **પારધી**ના તાપમાં,
પ્રેમ વૃષ્ટિ અમિધારે, ભિંજવનારો કોણુ છે ? ? આ૦ ૧

---

૧. આ બધાં વિશેષણુ ૐકાર નાથનાં છે. ૨. સદાશિવ-શંકર.

કીચમય આ ક્ષાર સિંધુ, ત્રિવિધ નરકનાં દ્વારથી,
કર ગૃહી કરૂણા કટાક્ષે, કાઢનારો કોણ છે ? ?     આ૦ ૨
ઇષણા તૃષ્ણાની **ભરતી, ઓટ**માં ડુબતા સહુ,
આર્ત્તનાદે ગૃહી નૌકા, તારનારો કોણ છે ? ?     આ૦ ૩
બંધ મુક્તિ દેહ ભયના **દ્વૈત સ્વપ્નવિલાસમાં,**
**અહં મમ** મદ **અસુર** મુખથી બચાવનારો કોણ છે ? ? આ૦ ૪
કૃપણુતા **કંગાલ** સ્થિતિનો, દશ્ય **દાવાનળ** બળે,
શિતળ છાયા **કલ્પદ્રુમ** ઊદાર દાતા કોણ છે ? ?     આ૦ ૫
પાપ તાપ સંતાપ ત્રિવિધી, કર્મ **રજતમ** ધુમતાં,
જની મૃતિની યાતનાથી, જગડનારો કોણ છે ? ?     આ૦ ૬
ભોગ ભોક્તા ભોગ્યમાં, પશુવૃત્તિના રચનાત્મકે,
ભેદ શરીરે જ્યોતિ ચેતન, સુમતિ પ્રેરક કોણ છે ? ?  આ૦ ૭
અવિનાશી અજ શુદ્ધ સનાતન, દર્શતા અપરોક્ષથી,
યોગી વિનાયક ગુરૂપાદે લોટનારો કોણ છે ? ?     આ. ૮



॥ ॐ श्रीमन्महागणपतये नमोनमः ॥



# ૐકારસ્વરૂપ પંચાયતન અભેદ સ્વરૂપની આરતી.

રાગ—આરતીનો.

ૐ જયજય સદ્‌ગુરૂ દેવ-પ્રણવ સ્વરૂપ મૂર્તિ—ગુરૂ.
પ્રીતે આરતી ગાઊં (૨) પંચાયતન મૂર્તિ. ૐ ટેક.
આદિ ૐ પરમેશ, ધી પ્રેરક ઢુંઢી—ગુરૂ.
સગુણ નિર્ગુણ રૂપ (૨) હૃદ વાસિત ઢુંઢી
સ્વાનન્દે પરમાનંદ, સિદ્ધિપતિ ઢુંઢી—ગુરૂ.
દુર્વા પ્રિય લંબોદર (૨) સચ્ચિદાનંદ ઢુંઢી—ૐ—જયજય. ૧
શિવ હર શિવ હર શંકર, ઈન્દુધર શંભો—ગુરૂ
માયાધર ગંગાધર (૨) મદનાંતક શંભો.
અદ્વૈતવાસી તુર્યક, કૈલાસી શંભો—ગુરૂ.
વૃષભાસન હલાહલ (૨) પાન કરા શંભો—જયજય. ૨
વૈકુંઠાધિપ માધવ, પિતાંબર વિષ્ણુ—ગુરૂ.
કમલાધર ગરૂડાસન (૨) નારાયણ વિષ્ણુ.
ત્રી સમ—પદ ગોવરધન, ક્ષીરવાસી વિષ્ણુ—ગુરૂ.
વાસુદેવ ગોપાલક (૨) ગોવિંદ મૂલ વિષ્ણુ—જયજય. ૩
ઊદયાચલ શિખરાગ્રે—પ્રકાશ કર ભાનુ—ગુરૂ.
આત્મા સ્વાત્મા દેવ સવિતા શ્રી ભાનુ,
સત્પદ તિમીરહંતા ભાસ્કર શ્રી ભાનુ—ગુરૂ
આદિત્ય પરમાલ્હાદં (૨) જ્ઞાન સુતે ભાનુ—જયજય. ૪
જય દેવી ગુણ જનની-પ્રણુવાત્મક દુર્ગા—ગુરૂ.
ત્રિગુણાતીત ત્રિ એકા (૨) સર્વેશ્વરી દુર્ગા
પતિત પાવની અંબા, બુદ્ધિ રૂપ દુર્ગા—ગુરૂ.
ત્વં તત્ પદ જગદંબા (૨) પૂર્ણાનન્દ દુર્ગા—જયજય.

---

ૐ

# અનુભવ જન્ય જ્ઞાન મહિમા—ભક્તિ પ્રભાવ.

[1]આપા અંતર જ્યોતિનો પ્રકાશ પુરણ હોય;
બાહ્ય દેહના તિમિરથી ભાન ભુલાતું જોય. ૧
આપા ચેતન રસ ભર્યો, ચેતન વિણ નહિં અન્ય;
સાકર કેરા શ્રીફળે, સાકર પુરણ ધન્ય. ૨
આપા અમૃતથી પુરો, અમૃત સભર વિલાસ;
વિષય વીષના પાનમાં, ધરે ન અમૃત આશ. ૩
આપા કૌતુક કારમું, પૂર્ણ સ્વરૂપ ખોવાય;
હીરો જાતાં કાચનો, મોહ અતિ પરખાય. ૪
આપો પરિક્ષક પ્રેમનો, ખોળે ચેતન જ્યોત;
દેહ વિલાસે ચકચકે, રાત્રીનો ખદ્યોત. ૫
આપો આપ ચિંતામણી, આપો આપજ હોય;
મુક્તા ચારો હંસનો, બગ મચ્છીને જોય. ૬
આપા મારગ ગૂઢ છે, દેહીને ન જણાય;
ચાર ધામની પાર છે, ગુરૂ દર્શન મહિમાય. ૭
આપા ધીરજ ધારતાં, સંત સમાગમ પ્રીત;
અનુભવ જ્યોતિ પ્રકટતાં, આપો આપ ખચીત. ૮
આપો નિજને ઓળખે, આપે બને ઉદ્ધાર;
જ્યાં લગ નિજ હીત દૂર છે, ત્યાં લગ કરે પુકાર. ૯
આપા નિજબળ છુટતાં, ભયરૂપ સંત જણાય;
પ્રેમ જ્યોતિ પ્રકટે હૃદે, આપે ગુરૂ સમાય. ૧૦
આપા નિર્ભય સંતપદ, નિર્ભય રૂપ વિચાર;
ભય ભાગે ને દુઃખ હરે, સંત તણો ઉપકાર. ૧૧
આપા કીડા ભાવીનો, પ્રેમ ભ્રમરે જો સ્હાય;
ત્રણ ડંસમાં ભ્રમર થઇ, આપ સ્વરૂપ સમાય. ૧૨

---

૧. આપા એટલે જીવાત્મા પોતે

જ્યાં લગ અગ્નિ ગુપ્ત છે, ત્યાં લગ રહે ચચણાટ;
આપા શિતળ શાન્તિમાં, હળે વાણી ગગરાટ. ૧૩
આપા ખારી ભૂમિમાં, બીજ કદા નહિં નાખ;
ફોકટ વેળા શ્રમ થતાં, ગુમાવતો નિજ શાખ. ૧૪
આપા શેકી વાવતાં ઉગે ન અમૃત બીજ;
હૃદય શુદ્ધિના ક્ષેત્રમાં, આપો પોતે નિજ. ૧૫
આપો યોગી પ્રેમનો, પ્રેમ રસે ભરપુર;
આપો પ્રેમ તજી જુએ, નીજનું ખોતો નુર. ૧૬
આપો આપમાં આપ છે. નદી સાગર જેમ એક;
આપા આપ ન ભીન્ન છે, એજ સત્ય હો ટેક. ૧૭
મુક્ત સંત ગુરૂ જો મળે, રહે નહિં અંધકાર;
દેહ મતિ અજ્ઞાન તૃણ, આપે ખાખ થનાર. ૧૮
મુક્ત સંત ગુરૂ જો મળે, રહે નહિં કદી લોહ;
હેમ બને સતસંગમાં, કદી ન વાસે દ્રોહ. ૧૯
મુક્ત સંત ગુરૂ જો મળે, વિષય વાસના જાય;
પ્રભુમય પ્રેમ પ્રકાશમાં, ગુરૂ પ્રભુ એક જણાય. ૨૦
મુક્ત સંત ગુરૂ જો મળે, રહે ન નજરે દેહ;
નરનારીમાં પ્રભુ રમે, સાચા સદ્‌ગુરૂ તેહ. ૨૧
મુક્ત સંત ગુરૂ જો મળે, રહે ન દેહે પ્રેમ;
અહં મોહ મમતા તજે, જન્મ મર્ણ રહે કેમ. ?? ૨૨
સંત મળે તો પ્રભુ મળ્યા, સંત પ્રભુ એક તાર;
સંત તજ્યા તો પ્રભુ તજ્યા, નિશ્ચય વેદ વિચાર. ૨૩
મુક્ત સંત ગુરૂ જો મળે, રહે ન કર્મ વિકાર;
કર્મ તણા જંજીરથી છુટતાં મુક્ત થનાર. ૨૪
મુક્ત સંત ગુરૂ જો મળે, ભોક્તા અહંમમ જાય;
ભોગ્ય તણા ભોગો તજે, નિર્વિષયી મન થાય. ૨૫
અહં વિષયની વાસના, તમો ગુણ પ્રસરાય;
જીવાત્મા તું જાણજે, પાપ પંથ કહેવાય. ૨૬

મોહ લોભ તૃષ્ણા તજે, તજે અહંબલ રોષ;
જીવાત્મા તું જાણજે, પુણ્યપંથ નિર્દોષ. ૨૭
કરણી તે છે નિસરણી, પુણ્યે ચઢતા જોય;
પાપ કર્મથી ઉતરતો, અધોયોનીમાં હોય. ૨૮
મુક્ત સંત ગુરૂ જો મળે, ભાગે ભવની ભીડ;
સંત વિના રક્ષાય નહિં, ખેતી ખાતા તીડ. ૨૯
મુક્ત સંત ગુરૂ ચરણમાં, અમૃતનો ભંડાર;
અભ્યુદય કલ્યાણનો, મળતો સાધન સાર. ૩૦
મુક્ત સંત ગુરૂ નાવ છે, નાવ જળ તારણહાર;
કૃપા–બોધ બે આવલાં, ખેંચી કાઢે બ્હાર. ૩૧
મુક્ત સંત ગુરૂ દિપક છે, કરમાં લઇને જોય;
ચિંતામણી દર્શન થતાં, અંધકાર ભ્રમ ખોય. ૩૨
મુક્ત સંત દર્શન થકી, ગુરૂ મહિમા સમજાય;
ગુરૂ ગુરૂ અજપા જાપમાં, આપ ગુરૂ રૂપ થાય. ૩૩
સંગ તજે જો સંતનો, કેમ અસંગજ હોય;
સંગ અસંગના ભેદમાં, પરમ પદાતીત જોય. ૩૪
ભાવી સાત્વિક દુધને, હંસ પીએ ધરી પ્રીત;
રજ તમ પાણી પરહરે પામર કાજ ખચીત. ૩૫
સૌમાં પ્રભુજી ગર્જતા, સમજણનો એ ખ્યાલ;
નિંદા કોઇની ના કરે, તે થાતો જીવ ન્યાલ. ૩૬
સર્વ જીવ તે પ્રભુતણા, અંશ સ્વરૂપ અભેદ;
અનંત કિર્ણો રવીતણાં, એક બીજું નહિં ભેદ. ૩૭
પામર પ્રેમ તજી ફરે, નિંદક તજતા જ્ઞાન;
ગુલામ ગુણને પરહરે, મુક્ત રહે બેભાન. ૩૮
મુક્ત સંગ ગુરૂ જો મળ્યા, તો પામરતા જાય;
ભિક્ષુક વૃત્તિ છુટતી, પૂર્ણ ભાન જો પમાય. ૩૯
સંત ગુરૂના શરણમાં, અમૃત રેલમ્ છેલ;
પામર પાટા નેત્રપર, સદા ભોગની જેલ. ૪૦
સંત જ્યોતિ ઊદ્યોતમાં, ઊલુક વસે અંધકાર;
જ્યોતિને દૂષણ જુએ, એજ અધિક ઉપકાર. ૪૧

વસંત નવ પલ્લવ કરે, ફુલ ફલનો સંતોષ;
**ફરી** પત્ર નહિં આવતાં એ **ભાવી**નો દોષ. ૪૨
વરસે મુસલ ધારથી, મેઘ પોતાને ધર્મ;
**ચાતક** જીવ તરસ્યો રહ્યો, કીયા જન્મનાં કર્મ. ૪૩
બગ હંસા બે નીરમાં રમતા જળ દેખાય;
મીન–મોતીના ભક્ષથી, બગ હંસા પરખાય ૪૪
બગલો મોતી પરહરી, મીનની કરતો શોધ;
હંસો દેહમતિ તજી, લેતો પ્રભુનો બોધ. ૪૫
ગતિ વહનમાં આવતો, સુખ દુઃખ કેરો કાળ;
દીવસ ગયા પછી રાત્રીનો, રાત્રી પછી દીન ભાલ. ૪૬
મોહ મદિરા છાકમાં, નીજહીત ખુએ ગુમાર;
સંત શરણુની ખોટમાં, લેતો ખર અવતાર. ૪૭
સંત દેહને જોઇને, પામર નીજ કૃતિ જોય;
શ્વાન કાચમાં નીજને, શ્વાન સ્વરૂપે જોય. ૪૮
પાપી અધર્મે દ્દઢ રહે, ધર્મ તણો તજી પંથ;
શુદ્ધ સ્વધર્મે દ્દઢ વસે, અધર્મ ત્યાગી સંત. ૪૯
અગ્નિ તજે ન ઉષ્ણુતા, શશી તજે નહિં શીત;
પાપી પાપ તજે નહિં, સંત તજે નહીં પ્રીત. ૫૦
અંધ તિમિરને નવ તજે, સ્વાર્થિ તજે ન સ્વાર્થ;
જ્ઞાની સંત ને સજ્જનો, સાધે છે પરમાર્થ. ૫૧
વાસ તજે આસન તજે, પ્રેમે જેલ પુરાય;
પણુ યોગી જનની દયા, ક્ષમા કદી ના જાય. ૫૨
દયા ક્ષમાના ત્યાગથી, યોગી દાંભીવેષ;
નિજ શ્રેયસ કેમ ત્યાગશે, સાચો યોગી લેશ. ૫૩
સંત સેવ કરવી તજી કરે કુનારી સંગ;
નિજ પતિને ત્યાગતી તે, તજે તુજને એ ઢંગ. ૫૪
દુર્જન હ્રદયે વાસ છે, દ્વેષ વૈર ને ઝેર;
વાંક વિના તે વાળતો, કરતો કાળો કેર. ૫૫

કર્મ કરે તે ભોગવે, કર્મ તણા ફ્લ ભોગ;
કર્ત્તા ભોક્તા થઇ રહે, એજ કર્મનો યોગ. ૫૬
દયા ક્ષમા સેવા નહિં, નહીં સત્ય પ્રભુ નામ;
પાપ દંભમાં કેમ વસે, અંતરયામી રામ. ૫૭
સેવા ખ્યાતી માનથી કરતાં સંતપૂજન;
ચરિત્ર પર દુષણ ધરે, દુર્જન સહે ન મંન. ૫૮
પામર નિજ દષ્ટે વદે, નીજ જેવા છે સંત;
પામર કહીને વરણવે, આણે નિજનો અંત. ૫૯
સાત્વિક જન ઉદારતા, પ્રેમ ભક્તિમય જ્ઞાન;
નિજ દષ્ટે સંતો તણું, હ્રદયે ધરતા માન. ૬૦
દુર્જન સજ્જન બેઉ વસે જ્યાં ત્યાં ઠામો ઠામ;
દુર્જન મુખ નિંદા ભરી, સજ્જન મુખમાં રામ. ૬૧
શત્રુ ગણે ન સજ્જનો, સૌમાં પ્રભુનો વાસ;
દુર્જન વૈર વિરોધમાં ભરતો શ્વાસોશ્વાસ. ૬૨
દુર્જન મણીમય સર્પ છે, રહેવું તેથી દૂર;
સજ્જન સંગત સેવતાં, વહે જ્ઞાનનાં પુર. ૬૩
કાંઠે કાંઠે ફરી વળ્યો, ફરીયો ઘાટોઘાટ;
ભક્ત મુક્તિને ખોળતો, સંત બતાવે વાટ. ૬૪
સંત સેવ કરવી તજી, તજી પ્રભુનું ધ્યાન;
પરનારી ધન ઇચ્છતા, ખળ જન ધરી અભિમાન. ૬૫
ખળ દુર્જનને દંભી જન, ચોથો જન પાખંડ;
કળીયુગી કવી દાસને પ્રેર્યા છે બ્રહ્માંડ. ૬૬
ચાર દાસ એક નરપતિ, પંચ મળે પરમેશ;
નિતિ ધર્મ ભક્તિ હરે, રહે ન જ્ઞાન લવલેશ. ૬૭
ખલ સ્વાર્થી સંભાળતા, પરમારથની છાંય;
ભોગ મળે કિર્તિ વધે, ધનપતિ એમ થવાય. ૬૮
દુર્જન વસતા વેષમાં, સંત ભક્તને નામ;
દંભી કરતાળો કુટી, ભજવે વેષ તમામ. ૬૯

પાખંડી દમભર ભમે, નાચે ભકિતને વેષ;
પ્રેમાશ્રુ દદડાવતો, હૃદયે નહિં લવ વેશ. ૭૦
પાખંડ ભકિત વેષમાં, તમાશગીરને તાન;
ધનહર રમતો આચરે, દાતાનાં કરે વખાણ. ૭૧
પામર જનનું પારખું, દેહ સુખનો ઠામ;
મિત્ર બંધુ નારી સુતો, સાચાહીતનું ધામ. ૭૨
પ્રભુ દિપક અંતર ધરે, બાહેર શ્વાસોશ્વાસ;
એવા સજ્જન ભક્તને, બાહ્યાંતર સ્વપ્રકાશ. ૭૩
ગુપ્ત અગોચર પ્રભુ વસે, સમજે ન મુરખ ધર્મ;
જન છાનાં પણ કદિ નહિં, પ્રભુથી છાનાં ન કર્મ. ૭૪
સુખધન નારી દેહમાં પણ પ્રભુ દર્શન જાય;
પણ દુઃખ ઠામ ગ્રહણ કરી, પાછળથી પસ્તાય. ૭૫
મોજ શોખ સૌ ગુરૂ કૃપા, જે દેહે સમજાય;
પ્રભુ સત્તામાં પાતરાં, વૃક્ષ હાલતાં થાય. ૭૬
પ્રારબ્ધે પ્રભુ માનથી, જન રહે તજી અભિમાન,
પુરૂષાર્થે પોતે કરે, પ્રભુતણુ અપમાન. ૭૭
પુરૂષારથમાં અહંમતી, પુરૂષારથ મમ ભાન;
પુરૂષાર્થિ જીવ થઇ રમે, કરે પ્રભુ અપમાન. ૭૮
કહેણીથી રહેણી ભલી, રહેણી સત્યનું સ્થાન;
સત્ય વસે ત્યાં પ્રભુ વસે, કહેણી મિથ્યામાન. ૭૯
ચાલે ચાલ ગરીબની, કરે અતિશય પાપ;
જન પણ પ્રભુને ના જુએ, શિક્ષા થાય અમાપ. ૮૦
શી રીતે સમજાવીએ, સાચું પ્રેમ સ્વરૂપ;
દિવ્ય નેત્ર દરસે સદા, બાકી દીસે કુરૂપ. ૮૧
પ્રેમ નિરંતર પ્રભુ સદા, પ્રેમ પ્રભુ દર્શન;
પ્રેમ ભકિતના ભાનમાં, અનંત જ્યોતિ મન. ૮૨
દિવ્ય નેત્ર સાત્વિક તણાં, રજનાં માનસ હોય;
અંધકાર તમમાં ભર્યો, ક્યાંથી દરસે કોય. ૮૩
ક્ષેત્ર ભાન તમ ભુલતાં ક્ષેત્રજ્ઞે શું જ્ઞાન;
અંતર ગત ૐ પ્રભુ રમે, દરસે શું અજ્ઞાન. ૮૪

ધર્મ બલે દુર્મતિ છુટે, સત્કર્માજિન ખાસ;
બ્રહ્માર્પણ સળીએ કરી, જુએ પ્રભુને પાસ. ૮૫
હૃદયાં ગણીયું હર્ષથી, વાળી સાફ રખાય;
અરૂણોદયમાં પામતા. અંતર્યામી થાય. ૮૬
પ્રભુ પોતે ગુરૂ રૂપથી, સન્મુખ કરતા બોધ;
તું જીવ નહિં પણ બ્રહ્મ છે, આપ કરી લે શોધ. ૮૭
શોધ કરે નિર્મોહમાં, સુરતા કરી એક તાર;
ત્રિપુટી શિખરે યોગીમય; જીવન શુદ્ધ અપાર. ૮૮
શિખર ટોચ પર વ્યોમમાં, રમતા ૐકારનાથ;
નિજ દર્શન સ્હેજે થતાં, સિદ્ધિ બુદ્ધિને સાથ. ૮૯
યોગી યોગ વિચારમાં, ધ્યાન ધરે ૐકાર;
પ્રિયપતિ સંજ્ઞા પ્રેમની, બનતી ધ્યેયાકાર. ૯૦
ત્રિગુણ મતિ ગતિ ત્યાગતાં, તુર્યે વસતાં વાસ;
યોગી જીવ નહિં શિવ છે, શુદ્ધ જીવનનો વિકાસ. ૯૧
યોગી શિવ આરાધતા, ૐકારનાથ સ્વરૂપ;
સ્વસ્વરૂપ આપે થતા, સમાધિ પ્રેમ અનુપ. ૯૨
ૐ ૐ ૐ ૐ ગર્જના, અનુહદ એકાકાર;
નાદ બ્રહ્મમાં જઈ રમે, જનીમૃતિ તજે આવાર. ૯૩
એક તાર સુરતા ગળી, હીમનું વારી હોય;
નિજનું નિજમાં શમી રહ્યું, નદી સિંધુ રૂપ જોય. ૯૪
શું કહું કોને કંઇ રીતે, સમજાશે આ વાત;
મુંગો સાકર ખાઇને, આનંદ ઊર સાક્ષાત. ૯૫
સાત્વિક ભર્યા બજારમાં ઉપાસનાં ૐકાર;
ગુરૂ કૃપાએ પ્રાપ્ત તો, જીવબ્રહ્મ એકાકાર. ૯૬
ગુરૂ વિણ નુગરો જગતમાં, ગુરૂ વિણ ગોથાં ખાય;
આજ્ઞા ધારક જો બને તો, જીવ પરમપદ જાય. ૯૭
ગુરૂ વિણ નિજ ધન લુંટતા, લુટારૂઓ રહી પાસ;
પણ ના સમજે પામરા, શસ્ત્ર હાથમાં ખાસ. ૯૮
હજુ જા શરણે ગુરૂપદે, શરણ ચરણમાં સમાય;
જીવ બંધન મુક્તિ તજે, આપ પરમપદ પાય. ૯૯

ભક્ત હૃદયમાં ભકિતથી, પ્રભુનો હૃદય પ્રકાશ;
સાત્વિક વર્ત્તન અનુભવે, ગુરૂ પ્રભુ આપ સમાન. ૧૦૦
હરિજન તેને જાણવો, હૃદય ન દ્વેષ લગાર;
અહં મમત નહિં પજવતા, થાતો સાક્ષાત્કાર; ૧૦૧
હરિજન હૃદયે રમી રહ્યા, ઘટઘટ માંહે રામ;
માન દેહ અપમાન ભય, રહે ન હૃદયે મામ. ૧૦૨
હરિજન હૃદયે નહિં રહે, સુખ દુઃખ કેરી વાસ;
હરિજન હરિરૂપ હરનીશે, એવો બ્રહ્મ પ્રકાશ. ૧૦૩
ચોતરફે યોગી જુએ, દશદિશ અમૃતપાન;
અખંડ અવિચળ: પ્રભુતણો, મહિમા જુએ નિજભાન. ૧૦૪
પ્રભુ ચરણમાં અર્પતા, મન ચિત ને અહંકાર;
બુદ્ધિ તદરૂપ ગુરૂ પદે, એજ હરિજન સાર. ૧૦૫
ઈચ્છા ત્યાગી નિર્મળા, દેહે સદા ઉદાર;
સર્વારંભ તજી રમે, ભકત રૂપ વિશ્વાસ. ૧૦૬
પ્રિયભક્ત આનંદમાં, તજે હર્ષને શોક;
શુભાશુભની ભાવના, હરિજનને નહિં લોક. ૧૦૭
શત્રુમિત્રના વાસતાં, શિતોષ્ણ હૃદયે ન હોય;
સંગ ત્યાગીને અસંગથી, સત્સંગે સુખ જોય. ૧૦૮
નિંદા સ્તુતિ સમ સમજતા, યેન કેન સંતોષ;
સ્થિરતા શાન્તિ અનુભવે : કરતા ૐકાર ઘોષ. ૧૦૯
સદા પરમપદ સ્થિત છે, તજે જીવ અહંમામ;
દેહ દૃષ્ટિ ભ્રમણા જતી, જીવ પ્રભુ એક ધામ. ૧૧૦
ત્રિપુટી ભેદની દૃષ્ટિએ, દેહ ગુણ: જીવભાન;
તુર્યા દૃષ્ટિ જ્ઞાન શિવ, છુટે અવિદ્યા માન. ૧૧૧
તુર્યામાં રહિ ઉર્ધ્વમાં, કરે સમાધિ યોગ;
તુર્યાતીતમાં તદરૂપે, જીવ બ્રહ્મ સંયોગ. ૧૧૨
અમૃત પીતાં પામતાં, અમૃત પદમાં સ્થિત;
યોગી વિનાયક સદ્‌ગુરૂ આપે બને અજીત. ૧૧૩

ॐ ॐ ॐ तत्सत् ॥

ૐ

# વિજ્ઞપ્તિ.

ભારતભૂમિની ચાતુર્વર્ણ્ય સુરક્ષિત્ પ્રજાના કલ્યાણાર્થ આર્ય ધર્મ તે સનાતન વૈદિક ધર્મ છે. શરીર-ધર્મની મર્યાદાએ માનવ ધર્મ સંભાળતાં માનવ કર્ત્તવ્યતાની સંપૂર્ણતા સાચવનાર મહાન્ ભક્તરાજ મુમુક્ષુ બંધુઓ કર્મ-ઉપાસના અને બ્રહ્મવિદ્યા જ્ઞાનની સંપૂર્ણ મહત્તા સાચવે અને સદ્ગુરૂ જીવન્મુક્ત યોગીજનોના આશ્રય નીચે પોતાની પરમ કલ્યાણીક ગુરૂભક્તિ પરમાત્મારૂપના અભેદભાવે અનુભવે. પ્રભુના પંચાયતન અભેદપાદના એકજ ૐકારનાથની પંચમાત્રાનારૂપે-બ્રહ્મશક્તિ જગદંબા-સૂર્યવિષ્ણુ નારાયણ-સદાશિવ અને ૐકારસ્વરૂપ શ્રીમહાગણપતિની અનુક્રમે અભેદ ભાવથી ઉપાસના થાય. તો સત્વગુણી ભક્તો બ્રહ્માર્પણ કર્મ પ્રભાવથીજ પોતાના જીવન્મુક્ત સ્વરૂપનો અનુભવ કરવા યોગ્ય છે. તેને માટે જે જોઇએ તે પુસ્તકો આ સંસ્થામાંથી પ્રાપ્ત થાય છે. માટે સનાતની બંધુઓએ જે જોઇએ તે મંગાવવું.

ચાતુર્માસ-ખંભાત.
શ્રાવણ માસ
સં. ૧૯૮૭.

શ્રીગણપતિ મંદિર-લુણાવાડા.
વ્યવસ્થાપક
રસિકપ્રસાદ ભુલેશ્વર મેહેતા
ના સવિનય શ્રીગણેશ માન્ય કરશો.